# નિવેદન

આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

અદ્વૈતભાવના આ દેશમાં સનાતન છે. તેનાં મૂળ ઊંડાં છે, એ અદ્વૈતને નિયમબદ્ધ પ્રણાલિકાનું સ્વરૂપ આપી તે જ્ઞાનનો પ્રસાર ગ્રંથો, મઠો તથા શિષ્યો દ્વારા કરનાર આ ચરિત્રના નાયક આદ્ય શંકરાચાર્ય જ છે.

જન્મથી જ જ્ઞાનની ઉત્કૃષ્ટ પ્રતિભા ધરાવતા આચાર્ય શંકરે આઠ વર્ષની ઉંમરે સંપૂર્ણ વેદવેદાંગાદિ શાસ્ત્રોમાં પારંગતતા મેળવી. અને તત્ત્વજ્ઞાનના મૂળ ગ્રંથો ગણાતા ગ્રંથો-ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર ભાષ્યો લખ્યાં. જીવન પર્યંત આસક્તિ અને સ્ત્રીથી પર રહી નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરતાં એમણે આખા ભારતવર્ષમાં ફરી ઠેરઠેરથી ધર્મને નામે ચાલતા પાખંડો અને વિતંડાવાદોનો પરિહાર કર્યો.

તેમના એ પ્રતિભાશાળી, પવિત્ર અને લોકોત્તર જીવનની ઝાંખી આ પુસ્તક દ્વારા મેળવી આપણે એ મહાપુરુષના જીવનમાંથી વિરલ પ્રેરણા મેળવી શકીએ છીએ.

તેનો ટૂંકમાં સાર એ છે કે, જ્ઞાન વિના મુક્તિ નથી અને જીવ-બ્રહ્મની એકતાનો અનુભવ યા સાક્ષાત્કાર તે જ્ઞાન છે. કર્મ તથા ઉપાસના નિરર્થક નહિ પણ ચિત્તશુદ્ધિ માટે આવશ્યક છે; પરંતુ તે એક સાધન છે: સાધ્ય છે જ્ઞાનમય, તન્મય અવસ્થા. આથી જ ગૌણ સાધનના અધિકારીઓ માટે એમણે વિષ્ણુ, શિવ, શક્તિ, સૂર્ય તથા બીજા અનેક દેવદેવીઓનાં સ્તોત્રો એમની લલિત, સુંદર, સચોટ ભાષામાં રચ્યાં જે અત્યારે પણ લોકો પ્રેમથી ગાય છે; એ તથા એમનાં એટલાં જ મનોરમ સુંદર વેદાંત-સ્તોત્રોનો સંગ્રહ આ સંસ્થા તરફથી બહાર પડ્યો છે.

મુંબઈ,
તા. ૨૭-૭-'૫૯

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

# અનુક્રમ

# ૧ : અવતાર–મીમાંસા

(યમન–ત્રિતાલ)

વંદો શ્રી હરિ પદ સુખદાયી,
જાકી કૃપા પંગુ ગિરિ લહંગે,
અંધરેકો સબ કછુ દરસાઈ. વંદો૦

બહિરો સુને ગુંગ પુની બોલે,
રંક ચલે સિર છત્ર ધરાઈ;
સુરદાસ સ્વામી કરુણામય,
વારંવાર નમું તવ પાયી. વંદો૦

જ્યારે જ્યારે જ અન્ધાર ધર્મનો થાય ભારત;
જામે અધર્મનાં જૂથ, ત્યારે હું નિજને સૃજું.
સંરક્ષા કાજ સાધુની, પાપીના નાશ કારણે;
ધર્મ સુસ્થાપવા માટે, જન્મું છું હું યુગે યુગે.

શ્રી ભગવદ્‌ગીતા. અ. ૪, શ્લોક ૭,૮
(ક. સ. નાનાલાલ દ.)

અભેદરૂપ[1] પ્રલયકાળ સમાપ્ત થતાં ભેદમયી[2] સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. માનુષી, વ્યાવહારિક દૃષ્ટિમાં ઉત્પત્તિમાત્ર ઉત્પન્નકર્તા સિવાય અશક્ય છે. આ વિશાળ સૃષ્ટિ કેટલી

---

૧ ભેદ વગરનું એક જ સત્, જે અવર્ણનીય, અવ્યક્ત, દેખાય નહિ એવું વર્ણવવામાં આવ્યું છે તે एकं सत् बहुधा भवन्ति ।

૨ નામ, રૂપ, રંગની–દેવ, કિન્નર, ગંધર્વ, મનુષ્ય, રાક્ષસ, પિશાચ, પશુ, પક્ષી, વૃક્ષ, પાષાણ વગેરે આપણે જે વિવિધ રૂપે જોઈએ છીએ–તે ભેદમયી.

મહાન છે—અદ્દ્ભુત છે ! અસામાન્ય કૃતિ અઘટિતઘટનાપટીયસી છે ! એનાથી કોણ અપરિચિત છે ? આ અદ્દ્ભુત ઘટનાના કારીગર પણ તેથી જ એ ઘટના જેવા અવર્ણનીય છે. કોઈ તેને જોઈ આશ્ચર્યમાં લીન થાય છે, તો કોઈ એનું આશ્ચર્યરૂપે વર્ણન કરે છે, તો કોઈ વળી એનું આશ્ચર્યસ્વરૂપે શ્રવણ કરે છે અને કોઈ તો શ્રવણ કર્યા છતાં પણ સમજી શકતા નથી. માનુષી નિયમો તથા સ્વભાવથી તે પર છે, છતાં જાણે તેને વશ હોય તેવાં એનાં આચરણ તથા વ્યવહાર હોય એવો દેખાવ કરે છે. કારીગરને પોતાની કૃતિ પ્રત્યે પ્રેમ, લોભ હોય છે. પોતાની મનપ્રસન્ન કૃતિનો નાશ થાય એમ કોઈ કારીગર નથી ઇચ્છતો એટલું જ નહિ પણ જ્યારે જ્યારે એની કૃતિનો નાશ થવાની ભીતિ ઉત્પન્ન થાય ત્યારે ત્યારે તે તે ભીતિનાં કારણોનો નાશ કરવાના ઉપાયો યોજી પોતાની કૃતિને સુરક્ષિત બનાવે છે; તેવી જ રીતે આ સૃષ્ટિના કારીગર ઈશ્વર પણ જ્યારે જ્યારે એની એ સૃષ્ટિના મૂળમાં ધર્મોચ્છેદરૂપે વિનાશજનક પ્રહારો થાય અને સૃષ્ટિની સ્થિતિ ભયમાં આવી પડે, ત્યારે ત્યારે પોતે પોતાનું અસલ જન્મરહિત, અવયવરહિત સ્વરૂપ ત્યજી ધર્મની સુસ્થાપના કરવા પ્રકટ થાય છે. આવી માન્યતા સર્વસામાન્ય રીતે પ્રત્યેક ધર્મની છે.

જે ધર્મ માટે જગન્નિયંતા આટલી કાળજી રાખી પોતે હાડમાંસનો આકાર ધારણ કરી સુખદુઃખ, ટાઢતડકાનો ધંધો સહન કરવા તૈયાર થાય છે તે ધર્મ કયો અને તેનું સ્વરૂપ શું છે ? નિષ્પક્ષપાતપણે માનવતાની વિશાળ દૃષ્ટિએ તો તે ધર્મ મનુષ્યશરીરમાં રહેલ, મનુષ્યશરીરને ધારણ કરનાર, ટકાવી રાખનાર, સર્વ પ્રવૃત્તિના આધારરૂપ અમર તત્ત્વનો જ છે. એ અમર તત્ત્વને અનેકરૂપે અને નામે ઓળખવામાં તથા

પૂજવામાં આવે છે. સમગ્ર બ્રહ્માંડ, જડચેતન, પશુપક્ષી, મનુષ્ય વગેરેમાં એ વ્યાપી રહ્યું છે. એ સમગ્ર જગત દૃશ્ય-અદૃશ્ય, વ્યક્ત–અવ્યક્ત–ના અણુરેણુમાં છેઃ એ સર્વત્ર છેઃ તેના સિવાય કોઈ પણ જગ્યા નથી. એ અખૂટ શક્તિમય છે; તેથીજ પ્રલય પછી નવી સૃષ્ટિ રચે જાય છે. એજ કારણે એ એવું પૂર્ણ કહેવાયું છે કે પૂર્ણમાંથી પૂર્ણનો પ્રલય થાય તોપણ તે તો છેજ પૂર્ણનું પૂર્ણ.[1] આ અમરતત્ત્વજ સર્વ ધર્મનો પાયો યા મૂળ છે.

આ અમર તત્ત્વ પર મર્ત્યસૃષ્ટિની દેહલક્ષી પ્રવૃત્તિથી–આ મરણભૂમિનાં મનુષ્યોનાં સ્વાર્થમય કર્મથી–અનેક પ્રકારનાં આવરણો, પુટો, પડળો, પડદા પડી જવાથી તે અમર તત્ત્વ આચ્છાદિત થઈ જાય છે, ઢંકાઈ જાય છે અને આખરે–પ્રથમથીજ જે ચર્મચક્ષુને ગોચર નથી–તે અમર તત્ત્વનું વિસ્મરણ થાય છે અને કોઈક જૂનવાણી પુરુષ એ તત્ત્વની વાત યા ચર્ચા ઉપાડે તો તાર્કિક તથા બુદ્ધિવાદી જમાનાના આગળ પડતા લોકો તેને ધૂની, તરંગી ગણી કાઢે છે, એટલું જ નહિ પણ આવું કોઈ અમર તત્ત્વ છે કે કેમ, તે વિષે શંકા ઉઠાવી એ નથીજ, એવું પ્રતિપાદન કરી પોતે પણ એ માન્યતાને અનુસરી, આસુરી તથા તામસી જીવન જીવે છે. गतानुगतिको लोकः । यद्यदाचरति श्रेष्ठः तत्तदेवेतरो जनाः ॥ એ ન્યાયથી એટલે કે વિચાર કર્યા વિના જ અનુકરણ (નકલ) કરવાનો તથા ઉત્તમ વર્ગના શ્રીમંત સુખી દેખાતા લોકોનાં આચરણને

---

૧ વાચક યાદ કરે ઈશાવાસ્યોપનિષદનો શાંતિપાઠઃ

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

અનુસરવાનો જનસ્વભાવ હોવાથી આ આસુરી, રાજસી તથા તામસી ધર્મનું ધીમે ધીમે સામ્રાજ્ય થઈ જાય છે. એ સમયે વાસ્તવિક પ્રવૃત્તિ તથા વાસ્તવિક નિવૃત્તિ, કર્તવ્ય-અકર્તવ્યનું લોકોને ભાન રહેતું નથી. જગતને અસત્ય, નિયામક વિનાનું સ્ત્રી-પુરુષના કેવળ સંયોગના ફળરૂપ માની નાસ્તિક મતનો આધાર લઈ કામક્રોધ વગેરે દોષોથી ઢંકાઈ ગયેલી બુદ્ધિવાળા, તુચ્છ વિષયોમાં જ કુશળતાવાળા, સાધુ મહાત્માના શત્રુઓ, ક્રૂર કર્મ કરવાવાળા આસુરી મનુષ્યો જગતનો નાશ કરવા માટે જ મોટેભાગે ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થયા બાદ એ અસુરો એમના આસુરી સ્વભાવને અનુસરી જગતનો નાશ કરવા પ્રવૃત્ત થાય છે.

આવો કટોકટીનો સમય ઉપસ્થિત થતાં આ અમર તત્ત્વ પોતે જગતનો અંધકાર દૂર કરી સ્વપ્રકાશ પ્રસારવા, આસુરી પ્રવૃત્તિને હણવા અને એ અમર તત્ત્વ માટે જીવન અર્પણ કરનાર સાધુસંતોનુ રક્ષણ કરવા પ્રકટ થાય છે. આવી રીતે મનુષ્યરૂપે પ્રકટ થતા તત્ત્વને કોઈ ઈશ્વર યા ઈશ્વરાવતાર કહે છે તો કોઈ પયગંબર, ફિરસ્તા વગેરે કહે છે. શ્રીકૃષ્ણ, મહંમદ, ઝરથુસ્ત્ર, જિસસ ક્રાઈસ્ટ, મહાત્મા ગાંધી વગેરે આવા કાર્ય માટે પ્રકટ થયા અને પોતપોતાના યુગને અનુસરી જે જે જરૂરી કાર્ય હતાં તે લોકહિત માટે કરી ચાલ્યા ગયા. આ ચરિત્ર-નાયક પણ એ જ કોટિના હતા. તેઓ પણ વિશિષ્ટ-ખાસ કાર્ય માટે પ્રકટ થયા હતા. તે કાર્યની સ્પષ્ટતા માટે તે સમયે પ્રવર્તતા ધાર્મિક તથા સામાજિક રીતરિવાજોની સમાલોચના હવે કરીએ કે જેથી એ વિભૂતિના કાર્યની આવશ્યકતા તથા મહત્તાનો આપણને ખ્યાલ આવે.

# ૨ : ધર્મોની ઉત્પત્તિ તથા સંક્રાંતિ

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥

બહુ મારા વીત્યા જન્મો, ને તારા પણ, અર્જુન !
તે સર્વેયે હું જાણું, ને ન જાણે તું પરંતપ !

(શ્રી ભગવદ્‌ગીતા અ ૪, શ્લોક ૫)

સર્વ ધર્મોમા ધર્મના બે મુખ્ય વિભાગ હોય છે: એક વિભાગ વિધિવિધાન[1] તથા સામાજિક સુવ્યવસ્થાનો[2] અને બીજો વિભાગ તત્ત્વજ્ઞાનનો. પ્રથમ વિભાગ એકદેશીય,[3] પ્રજાના વિશિષ્ટ–એક ખાસ–વર્ગને લાગુ પડે છે અને તે વર્ગના શારીરિક તથા સમાજબંધારણને અનુલક્ષી[4] હોય છે, જ્યારે બીજો તત્ત્વજ્ઞાનનો વિભાગ તો વિશ્વની સમગ્ર પ્રજાને–સમગ્ર સૃષ્ટિને ઉપયોગી થઈ પડે છે તત્ત્વજ્ઞાન કોઈ એક સમાજ, વર્ગ યા લોકોનો વારસો નથી હોતો; પરંતુ તે તો એક એવું ખુલ્લું પુસ્તક છે કે, જેનો સર્વ પ્રગતિમાન[5] મનુષ્યો ઉપયોગ કરી શકે છે. એ એક એવો અમૂલો ખજાનો છે કે, જેના વારસદાર દરેક થઈ શકે છે; એ એક એવુ કલ્પવૃક્ષ[6] છે કે, જેનો આશ્રય લેનારને નથી રહેતી ક્ષુધા, તૃષા યા અશાંતિ

---

૧ કર્મકાંડ–વેદનો પૂર્વ વિભાગ ૨ નીતિશાસ્ત્રો–સ્મૃતિઓ

૩ એક જ ભાગ–વર્ગને લાગુ પડનારું, સર્વને નહિ

૪ ધ્યાનમા રાખી લખવામા આવેલો

૫ દિનપ્રતિદિન પોતાની ઉન્નતિ–ઉત્કર્ષ સાધનારા

૬ એક એવુ ઝાડ કે જેની નીચે બેસી જે વસ્તુની કલ્પના, ઇચ્છા કરવામા આવે તે મળે.

ની વ્યથા. ધર્મનાં આ ઉભય અંગોને સુદૃઢ કરવા માટે અને ખાસ તો વાસ્તવિક તત્ત્વજ્ઞાન એટલે મારાં–તારાં વિનાનાં અદ્વૈત અભેદનો, નિષ્કામ પ્રેમનો પ્રસાર કરવા જગન્નિયંતા અલૌકિક વિભૂતિરૂપે પ્રકટ થાય છે. શંકરાચાર્ય પણ આ અનાદિ[1] ઘટનાના એક અદ્ભુત ઘટરૂપે પ્રકટ થયા.

સંસ્કૃત, ગ્રીક, લેટિન, અવસ્તા, પહેલવી વગેરે ભાષાની સામ્યતા પરથી એક એવી માન્યતા પ્રચલિત છે કે, સૃષ્ટિના આદિકાળમાં તો અત્યારની ઇરાની, યુરોપીય તથા ભારતી પ્રજા એક સ્થળે જ વસતી હતી અને પોતાને આર્ય–આર્યન તરીકે ઓળખાવતી હતી. આ એક સ્થાન કયું તે વિષે બહુ મતભેદ છે. કાળાંતરે પૃથ્વીના પ્રાકૃતિક ફેરફારો તથા સામાજિક જરૂરિયાતોને અનુસરી આ એક પ્રજાને પછી સ્થળાંતર કરવાની જરૂર પડી. આ જરૂરને વશ થઈ એક પ્રજા તરીકે રહેતા લોકો વિશાળ અને વધુ ગરમ પ્રદેશની શોધમાં નીકળી પડ્યા. રસ્તામાં એ પ્રજા જુદા જુદા સમૂહોમાં વહેંચાઈ ગઈ અને જુદા જુદા પ્રદેશોમાં જઈ વસી. આ જુદા જુદા પ્રદેશોમાં જઈ વસેલા લોકોના રીતરિવાજો–ધર્મવિધિઓ ને ભાષાઓમાં કાળાંતરે ફેર પડી ગયો. જોકે મૂળમાં તો સર્વ એક હતા એટલે એ રિવાજો, ધર્મતત્ત્વ, ભાષા વગેરેના હાર્દમાં એકતા-સામ્યતા રહ્યા જ. સૂક્ષ્મ નિરીક્ષણ કરનાર હિતચિંતકો આ એકતા જોઈ તે ઉપર લક્ષ્ય રાખી, અંદર અંદર વૈમનસ્ય–ટંટા, વિગ્રહોને બંધ પાડવા માટે આ ઐક્ય તરફ લક્ષ દોરે છે અને ઉપર કહેલા અકસ્માત્ ઉદ્ભવેલા તફાવતો પર દુર્લક્ષ્ય કરી–કરાવી, તે તફાવતોમાં પણ અચળ રહેતા માનવતા-

૧ જેનો આરંભ નથી કહી–જાણી શકતો.

ની સામ્યતા જુએ છે, દેખાડે છે; જ્યારે અજ્ઞાની, તામસી, આસુરી વૃત્તિવાળા કલહપ્રિય લોકો પોતાનાં સ્વાર્થ તથા સુખ ખાતર જુદા જુદા લોકોમાં રહેલ અનિવાર્ય[1] ભેદ પર ભાર મૂકી લોકોમાં ટંટા તથા વિગ્રહો. ઉત્પન્ન કરી પ્રજાને દુ:ખી કરે છે. પ્રકૃતિ પ્રકૃતિમાં ભેદ તો હોવાનો જ. તેનો સ્વીકાર વ્યાવહારિક દૃષ્ટિએ કરી તેના મૂળમાં રહેલી એકતાએ સર્વવ્યાપી એકતા જે આર્ય પ્રાચીન માનવજાતે ધર્મ તરીકે સ્વીકારેલી હતી તે જગદ્વ્યાપી[2] ધર્મનો ઉદ્ધાર કરવા આ શંકરાચાર્યની વિભૂતિ નિર્માણ થઈ.

આ સર્વવ્યાપી એકતાનો વિશ્વનિયમરૂપ અનાદિચક્રને અનુસરતો ધર્મ વેદ-ઉપનિષદાદિઓએ અમર કર્યો. તથાપિ કાળાંતરે તેના આદેશો, ઉદ્દેશો સામાન્ય જનતા વીસરી ગઈ. મનુષ્યજન્મ જ્ઞાન પ્રાપ્ત કરી મુક્ત દશાનો આનંદ માણી આનંદમય અમર અવસ્થા પ્રાપ્ત કરવા માટે છે એ સત્ય ભુલાઈ ગયુ. પ્રકૃતિવશ વિષયલોલુપ જનતા એમના અત્રેના ભોગભોગાદિ ચાલુ રહે અને ચિરકાળ ટકે એવી ભૂમિનાં વર્ણનોથી લોભાયા અને તે માટે અનેક પ્રકારનાં તપાદિ કષ્ટ કરવા પ્રવૃત્ત થયા. આ માટે વિવિધ પ્રકારના યજ્ઞો અને દેવદેવીઓની ઉપાસનાના વિધિ રચાયા; તામસી પ્રકૃતિઓએ આ ઉપાસનાઓને અતિ ભયંકર શાસ્ત્રવિરુદ્ધ, નામના યજ્ઞ અને ઉપાસનાના માર્ગો પ્રચલિત કર્યા. યજ્ઞના યજ્ઞનારાયણને સંતોષવામાં માંસ-મદિરાનો ઉપયોગ શરૂ કર્યો. પશુપક્ષી અને છેવટે મનુષ્યોના પણ ભોગ આપવાની પ્રથા દાખલ

---

૧ છોડી, ટાળી ન શકાય એવા

૨ આખા વિશ્વમા વ્યાપી-વસતી કરી-રહેલો.

કરી વામમાર્ગીઓએ વ્યભિચારની યોજનાઓને પણ અપનાવી અને પરિણામે સાત્ત્વિક બુદ્ધિશાળી લોકોને પણ પોતાના પ્રાચીન આર્યધર્મનો અનાદર થયો. તેથી જ્યારે સત્ય અને અહિંસા પર રચાયેલા પોતાના ધર્મોની બુદ્ધ અને મહાવીર ભગવાનોએ ઘોષણા કરી, ત્યારે સત્યપ્રેમી વેદ ઉપનિષદના ધર્માનુયાયીઓએ તે ધર્મ સ્વીકાર્યો, રાજ્યધર્મ તરીકે તે સમયના નૃપોએ પણ એ ધર્મોનો અંગીકાર કર્યો, એટલું જ નહિ પણ એ ધર્મનો પ્રચાર આ ધર્માચાર્યો કરી રહ્યા હતા તેમાં એ રાજાઓએ પણ રંગીન મદદ કરી આથી ભરતખંડના લગભગ દરેક પ્રદેશમાં તથા દૂરદૂરના પૂર્વ પ્રદેશમાં લોકો આ ધર્મો પાળતા બન્યા વૈદિક ધર્મ વિસારે પડ્યો સમય જતાં રાજ્યોની ઊથલપાથલ થતાં, આ ધર્મોમાં પણ અનધિકારીઓને, કુમળી વયના બાળકોને પણ સંન્યાસમાર્ગમાં લાલચો આપી લેવામાં આવતાં લોકોને એ ધર્મો પ્રત્યે અભાવ ઉત્પન્ન થયો અને ફરી પ્રત્યાઘાતીય[1] સ્વરૂપે લોકો પોતાના પ્રાચીન વેદ–ઉપનિષદના ધર્મ તરફ વળ્યા. આ પ્રકારના સંક્રાંતિ સમયના આરંભમાં આપણા આ શંકરાચાર્ય વિશ્વનિયમરૂપ અનાદિ ચક્રને અનુસરતા વેદ–ઉપનિષદ ધર્મોના ઉદ્ધારાર્થે પ્રકટ થયા

---

૧ પ્રત્યાઘાત રૂપે

# ૩ : કલિયુગના રુદ્રાવતાર

जन्म कर्म च मे दिव्यमेव यो वेत्ति तत्त्वत ।
त्यक्त्वा देह पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥

દિવ્ય મારા જન્મ કર્મ જે જાણે એમ તત્ત્વત,
દેહ ત્યાગી મને પામે, ન પામે જન્મ તે ફરી

(શ્રી ભગવદ્‌ગીતા અ ૪, શ્લોક ૯)

દૃષ્ટિ[1] પ્રમાણે સૃષ્ટિ અને સૃષ્ટિ પ્રમાણે દૃષ્ટિ. એકાકી[2] માણસની સૃષ્ટિ એના પૂરતી છે, સંસારીની સૃષ્ટિ તેથી વિશાળ છે, સમાજસેવકની તેથી વિશાળ છે, રાજ્ય ચલાવનારની દૃષ્ટિ એથી પણ વિશાળ છે સામાન્ય રીતે સર્વ પોતપોતાની આ પ્રમાણેની રચાયેલી સૃષ્ટિની ચિંતા કરે છે, પરંતુ ઋષિ મુનિઓ, સંત-મહાત્માઓને તથા વિશ્વસંચાલન કરનાર દેવ-દેવીઓને તો સમગ્ર વિશ્વના યોગક્ષેમની ચિંતા હોય છે જ્યારે મનુષ્ય પર દુઃખો તથા આફતો આવી પડે છે, ત્યારે તે પોતાનું જ્યોતિષ જુએ-જોવડાવે છે અને દુઃખોના આઘાતની અસર ઓછી કરવા જપ, જાપ્ય, વ્રતવ્રતાદિ આદરે છે અને પ્રારબ્ધાનુસાર તેમાં ક્વચિત્ સફળ થાય છે, પરંતુ સંત-મહાત્માઓ પોતાને માટે યા પોતાના સંસાર માટે કશી ચિંતા સેવતા નથી, સર્વ ચિંતા પરમાત્માને સોંપી સર્વકાળ પરમાત્મામય રહે છે, તેઓ આ વિશ્વના રચનાર વિશ્વનિયંતાની સૃષ્ટિનું ત્રિકાળજ્ઞાન ધરાવે છે, ભવિષ્યની પ્રજાને

---

૧ જે રંગના ચશ્માંમાંથી આપણે જોઈએ તે જ રંગનું સર્વ દેખાય લીલા રંગથી લીલું પીળાથી પીળું, તેમ જ સર્વત્ર ઈશ્વર જોનારને સહુ ઈશ્વરમય, સર્વત્ર પાપ જોનારને સહુ પાપ

૨ એકલા, કુટુંબપરિવાર વિનાના

ધાર્મિક સ્વાસ્થ્ય માટે જે ચિંતા ઉદ્ભવનાર[1] છે તે સમય તથા ચિંતાજનક સમયમાંથી બચી જવાને સૃષ્ટિ ઉત્પન્ન કરનાર કૃપાળુ ભગવાને તેને માટે જે ઉપાયો સૃષ્ટિની ઉત્પત્તિ સાથે જ નિર્માણ કરી મૂકેલા છે, તે પણ તેઓ જોઈ જાણી શકે છે. આ સિદ્ધાંતની પ્રતીતિ આપણને, આવા ત્રિકાળજ્ઞાની કોટિના પુરાણોના પ્રણેતાએ ભવિષ્યોત્તરપુરાણ રચી સચોટ રીતે આપી છે.

એ ભવિષ્યોત્તરપુરાણના શિવરહસ્ય નામના અધ્યાયમાં કહ્યું છે કે, કળિયુગમાં વિશ્વનિયમરૂપ અનુસરતા વેદ, ઉપનિષદ તથા સ્મૃતિના ધર્મની રક્ષા કરવા તથા ભક્તો–સાધુઓનાં રક્ષણ માટે પરમેશ્વર, નીલલોહિત મહાદેવ પોતે શંકરાચાર્ય રૂપે અવતાર લેશે અને જ્ઞાન માટે તલસતા મુમુક્ષુઓને વેદ-વિહિત ધર્મો તથા વેદાંતના સારભૂત બ્રહ્મસ્વરૂપના જ્ઞાનનો ઉપદેશ કરશે.

कलौ रुद्रो महादेवो लोकानामीश्वरः परः ॥
करिष्यत्यवतारं स्वं शंकरो नीललोहितः ।
श्रौतस्मार्तप्रतिष्ठार्थं भक्तानां हितकाम्यया ॥
उपदेक्ष्यति तज्ज्ञानं शिष्याणां ब्रह्मसंमितम् ।
सर्ववेदान्तसारं च धर्मान्वेद निदर्शनान् ॥

( भविष्योत्तरे )

વળી એમ પણ વાંચવામાં આવે છે કે, ઉપર કહ્યા મુજબના કપોલકલ્પિત[2] મતો લોકોને ત્રાસરૂપે નીવડે એવા દ્વેષપ્રેરિત, તાંત્રિક પ્રયોગો તથા શાક્ત, ચાર્વાક, કાપાલિક, ક્ષપણક તથા બૌદ્ધાદિક કેટલાક પંથોનું જોર વધી જઈ વેદ–ધર્મની હાનિ થઈ ગઈ, ત્યારે વિશ્વ–સંચાલનની[3] ચિંતા

૧ થનાર. ૨ ખોટા, ઉપજાવી કાઢેલા. ૩ જગત ચલાવવાની.

સેવનાર બ્રહ્માદિક સર્વ દેવો ભેગા થયા. પછી એ બધા કૈલાસ પર્વત પર સર્વ દેવોના દેવ શિવજી પાસે ગયા. ત્યાં એમની ખૂબ પ્રાર્થના કરી અને વિનતિ કરી કે જગત પર અધર્મનું જોર અતિ વધી પડયું છે, માટે આપ દુનિયાનો નાશ ટાળવા, ધર્મનો ઉદ્ધાર કરવા જન્મ ધારણ કરો. પરદુઃખભંજન, દેવો માટે વિષ-પાન કરનાર, ભગીરથ માટે ગંગાજીને મસ્તક પર ધારણ કરનાર શિવજીએ આ વિનતિ સ્વીકારી કહ્યું : 'હું પોતે ચાર કુશળ શિષ્યો સહિત અવતાર લઈ અજ્ઞાનાંધકારમાં દુઃખી થતી પ્રજાને જ્ઞાનપ્રકાશથી સુખી કરીશ. પૃથ્વી પર શંકર નામ ધારણ કરી સંન્યાસીઓનો સ્વામી થઈશ અને હે દેવો! તમો પણ મારી પેઠે મનુષ્યદેહ ધારણ કરી મને અનુસરશો, ત્યારે તમારા મનોરથો પૂર્ણ થશે. આ સાંભળી દેવો 'તથાસ્તુ' કહી પ્રસન્ન થતા થતા સ્વસ્થાને વિચર્યા.

કહેવાય છે કે, એ વરદાનને અનુસરી શ્રી શંકરે અવતાર ધારણ કર્યો. તે અગાઉથી જ ઇંદ્રે બૌદ્ધ રાજ્યકુળમાં જન્મ લઈ સુધન્વા નામ ધારણ કરી રાજ્ય કરવા માંડયું અને બીજા દેવોએ પણ આચાર્યશ્રીના અવતરણ[1] પૂર્વે જ એમને મદદ કરવા જન્મ લીધા. આ પ્રમાણે શ્રી વિષ્ણુ ભગવાને પદ્મપાદ નામથી, પવનદેવે હસ્તામલક નામથી, વાયુના દશાંશે તોટકાચાર્ય નામથી જન્મ લીધો. વળી બ્રહ્માએ પોતે મંડનમિશ્ર નામે, ગુરુ બૃહસ્પતિએ આનંદગિરિ નામે, અરુણે સનંદન તથા વરુણે ચિત્સુખ નામે અવતાર લીધા. વળી એમ પણ કહેવાય છે કે, બ્રહ્માણીએ પોતે મંડનમિશ્રનાં પત્ની થવાને ઉભયભારતી નામે જન્મ લીધો.

---

૧ પ્રગટ થવું તે, જન્મ.

# ૪ વેદધર્મનો વિજય

'પરંતુ હિંદમાં બૌદ્ધધર્મ ધીરે ધીરે ક્ષીણ થતો ગયો અને આગળ ઉપર નષ્ટ થઈ ગયો છે તેમ તેની આ ક્ષીણતા અથવા હ્રાસ માટે બ્રાહ્મણો યા તો તે સમયની સરકારના બળાત્કારના દબાણ કરતા ધીમે ધીમે તેને પોતાની અંદર સમાવી દેવાની હિંદુધર્મની શક્તિ વધારે પ્રમાણમાં કારણભૂત હતી'

૫ જવાહરલાલ નહેરૂના પુત્રીને લખેલા પત્રો-

ખંડ ૧લો પા ૧૮૦

ગયા પ્રકરણમાં કહ્યા પ્રમાણે જ્યારે બૌદ્ધ કુળમાં જન્મ લઈ સુધન્વાએ રાજ્ય કરવા માંડ્યું, ત્યારે બૌદ્ધો અને જૈનો બન્નેએ એના રાજ્યનો આશ્રય લીધો પછી તેઓ પોત પોતાના ધર્મના પ્રચાર તથા વૃદ્ધિ કરવા અનેક ઉપાયો પોતે પોતાની મેળે તથા રાજ્ય મારફત લેતા રહ્યા આ અરસામાં બિહાર પ્રાંતમાં મહાનદીને કિનારે જયમંગળ નામના ગામમાં એક પવિત્ર બ્રાહ્મણ કુટુંબમાં કુમારિલ ભટ્ટાચાર્ય ભટ્ટપાદે બૌદ્ધધર્મના ખંડનાર્થે જન્મ લીધો એમના માતપિતાના શુભ નામ અનુક્રમે ચંદ્રગુણા તથા યજ્ઞેશ્વર ભટ્ટ હતા આ કુમારિલ ભટ્ટપાદે બાલ્યાવસ્થામાં જ ગુરુને ત્યાં રહી વેદ-વેદાંગાદિ ગ્રંથોનો અભ્યાસ કર્યો અને તેને પરિણામે તેમની ખાતરી થઈ કે વેદપ્રણીત ધર્મ સર્વશ્રેષ્ઠ ધર્મ છે જ્યારે તેમણે જોયું કે, આર્યપ્રજા પોતાના ઈશ્વરના શ્વસિત[1] આસ્તિક વેદધર્મને ત્યજી શૂન્યરૂપ નિર્વાણપદમાં માનનાર ક્ષણિકવાદી નાસ્તિકોના ધર્મમાં ભળે છે, ત્યારે તેમને અતિ દુઃખ થયું, તે ઊંડા વિચારમાં પડ્યા શાથી લોકો એ પ્રમાણેના ધર્માંતર કરતા અટકી પોતાના જ વેદધર્મના રહસ્યોનો અભ્યાસ કરવા પ્રેરાય અને પોતાના એ ધર્માભ્યાસને પરિણામે વેદધર્મને વળગી રહે

૧ શ્વાસથી પ્રકટ થએલા

જાણી ધર્માંતર કરતાં અટકે? એ પ્રશ્ન પર ખૂબ વિચાર કરી તેના ઉકેલરૂપે એ એવા નિશ્ચય પર આવ્યા કે, ઉભય ધર્મોના વિદ્વાન, ચારિત્ર્યશીલ વર્ગને આર્યધર્મની મહત્તા ઠસાવવા માટે તે સમયની રીત પ્રમાણે બુદ્ધ તથા જૈન ધર્મોના પંડિતોનો ખંડનમંડન પદ્ધતિથી જ્યાં ત્યાં પરાજય કરવો જરૂરી છે અને એમ નહિ થાય ત્યાં સુધી વિદ્વાન, બુદ્ધિમાન, વર્ગ ધરાવનારા સત્તાધારી લોકો આર્યધર્મ પ્રત્યે વળશે નહિ; માટે વિરોધી ધર્મોના પરાજય માટે એ બૌદ્ધધર્મના ખંડનમંડનમાં નિષ્ણાત પાસેથી એમની વિદ્યા સંપૂર્ણપણે જાણી લેવી જોઈએ. એમની કૂટનીતિ,[1] ખંડનમંડન યુક્તિ, સિદ્ધાંતો તથા ગુપ્ત રહસ્યો જાણી લેવાં જોઈએ. આ વિચાર આવતાં જ આ સાહસિક બાળકે ગુપ્તવેશે બુદ્ધધર્મની પાઠશાળામાં દાખલ થઈ બુદ્ધધર્મનાં રહસ્યો, એમની રીતિવિધિ સર્વ જાણી લીધાં. સાથે સાથે એ ધર્મનાં તથા એમનાં છિદ્રો પણ જાણી લેવાને ચૂક્યા નહિ; કારણ કે એ સારી પેઠે જાણતા હતા કે, સામા પક્ષનો પરાજય તો તેનાં છિદ્રો જાણ્યા સિવાય ન જ થાય.

આ સમયે એક દિવસ બૌદ્ધ વિદ્વાનો વેદની અત્યંત નિંદા કરવા લાગ્યા; તેથી કુમારિલ ભટ્ટપાદને એટલું બધું દુઃખ લાગી આવ્યું કે, એમની હૃદયવ્યથા એ ખાળી ન શક્યા; આંખ વાટે તે પ્રકટ થઈ. આંસુ આવ્યાં અને તે રોકી ન શકાયાથી આંખ વાટે કેટલાક સમય સુધી અસ્ખલિત[2] વહ્યાં. આ દૃશ્ય જોઈ બૌદ્ધ વિદ્વાનો ચમકી ઊઠ્યા અને આથી કુમારિલ ભટ્ટપાદ ત્યાં ગુપ્તવેશે રહ્યાની હકીકત બહાર પડી ગઈ. શત્રુને ઊગતો જ દાબવાની નીતિ અનુસાર બૌદ્ધોએ આ ઉપરથી કુમારિલ ભટ્-

૧ કપટભરી, છળભેદવાળી.

૨ એકધારા, અટક્યા વિના.

પાદને આર્યધર્મની શ્રેષ્ઠતા સાબિત કરી આપવા માટે આહ્‌વાન કર્યું. આ આમંત્રણ ભટ્ટપાદે સ્વીકાર્યું અને તેથી જ્યાં સુધન્વા રાજા અનેક બૌદ્ધો અને જૈનોને આશ્રય આપી રહ્યો હતો ત્યાં તે ફરતા ફરતા ગયા અને વેદધર્મના પ્રતિપાદનાર્થે શાસ્ત્રાર્થ કરવા તેમણે રાજાને ઇચ્છા દર્શાવી.

સુધન્વાએ ઘણા જ આદર સહિત કુમારિલ ભટ્ટાચાર્યનું સ્વાગત કર્યું; પોતાની પાસે આસન પર બેસાડ્યા અને પછી રાજાએ બન્ને પક્ષના આચાર્યોને વેદધર્મ અને બૌદ્ધધર્મનો શાસ્ત્રાર્થ કરવા વિનતિ કરી. આ શાસ્ત્રાર્થમાં જૈન અને બૌદ્ધ મતના આચાર્યો પરાજિત થયા. આ પરાજયથી બૌદ્ધ અને જૈન મતના આચાર્યોની ખાતરી થઈ ગઈ કે, રીતસરના શાસ્ત્રવિવાદ તથા ખંડનમાં તો આ ભટ્ટાચાર્ય સાથે કોઈ કાળે ફવાય એમ નથી; માટે કોઈ પણ રીતે એનો નાશ થાય એવો ઉપાય યોજવો જોઈએ. એ વિચારથી બૌદ્ધોએ રાજાને કહ્યું: 'ધર્મના ભક્તાભિમાની માટે કયો ધર્મ સત્ય છે તેની પરીક્ષા શાસ્ત્રાર્થથી નહિ પણ બીજી રીતે થવી જોઈએ. પર્વત પરથી પડતું મૂકનાર જે પક્ષવાળો જીવે તેનો ધર્મ સત્ય માનવો અને ન જીવે તેનો ધર્મ ખોટો સમજવો.' બૌદ્ધોએ રાજાને ખૂબ સમજાવ્યાથી સત્યાસત્યના નિર્ણયની આ પ્રથા એણે કબૂલ રાખી. આ યોજનાનુસાર એમ નક્કી કરવામાં આવ્યું કે, પ્રથમ ભટ્ટપાદ પર્વત પર ચઢી પડતું મૂકે. આમાં બૌદ્ધોની એ યુક્તિ હતી કે, પર્વતની મહાન ઊંચાઈ એથી પડી ભટ્ટપાદ તો જરૂર મરણ પામશે એટલે એમના પૈકી કોઈને પર્વત પરથી પડતું મૂકી જિંદગી જોખમમાં મૂકવી નહિ પડે; વિના મહેનતે પોતાનો ધર્મ સત્ય છે એ સાબિત થઈ જાય તથા ભટ્ટપાદરૂપી ધર્મકંટક સદા માટે દૂર થાય.

ભટ્ટપાદને આ શરત જણાવવામાં આવી. ભટ્ટપાદની વેદ પર એટલી તો અડગ શ્રદ્ધા હતી કે, એમણે પોતાના ધર્મ ખાતર આ કઠણ શરત સ્વીકારી. તરત જ તે ઊંચા પર્વતની ટોચ પર ગયા અને ત્યાંથી વેદોનું ભક્તિપૂર્વક સ્મરણ કરી, 'જો વેદો પ્રમાણભૂત હોય તો મને આંચ આવશો નહિ.' એ પ્રકારે પ્રાર્થના કરી સર્વ બૌદ્ધો અને રાજા સમક્ષ પડતું મૂક્યું. સત્યની અપ્રમેય શક્તિ તથા વેદ પરની એમની અડગ શ્રદ્ધાથી એ તો સાજાતાજા શરીરે નીચે આવી ગયા. કહે છે કે, 'જો વેદો પ્રમાણભૂત હોય તો' એવું શંકાયુક્ત વચન એમના મુખમાંથી નીકળ્યું હતું તેથી માત્ર એક આંખને જ ઈજા થઈ તે ફૂટી ગઈ હતી; પણ આવ્યા તો સાજાસમા. તેથી રાજા તો ઘણો જ આશ્ચર્ય પામ્યો અને એ રીતે વેદને સ્વતઃ પ્રમાણસિદ્ધ થયેલા જોઈ એ તો ત્યાં ને ત્યાં જ બૌદ્ધ-ધર્મનો ત્યાગ કરી વેદધર્મનો સ્વીકાર કરવા તત્પર થયો. આથી બૌદ્ધોએ ધાંધલ મચાવ્યું; એમના જ પક્ષના જૈનેન્દ્ર આચાર્ય હવે કહેવા લાગ્યા : 'ધર્મ જેવા વિષયની સત્યતાનો નિર્ણય કરવો એ બાળકનો ખેલ નથી; પર્વત પરથી પડતું મૂકી મણિમંત્રાદિ કે ઔષધિથી પણ બચી શકાય; વળી પહેલવાન પણ એ તો કરી શકે, માટે આવી રીતે થયેલો નિર્ણય અમો સ્વીકારતા નથી.'

રાજા આથી ક્રોધાયમાન થયો અને એક નવી જ યુક્તિ યોજી. એણે પ્રધાનને બોલાવી કહ્યું : 'શિકારખાનામાં જઈ એક કાળા સર્પને તાંબાના કળશમાં ઘાલી, તે કળશનું મોં મજબૂત બંધ કરી એવી રીતે અહીં લાવો કે તમારા અને મારા સિવાય તે વાત કોઈ જાણી ન શકે.' પ્રધાનજી તરત જ એ પ્રમાણે બંધ મોંનો કળશ લઈ આવ્યા. રાજાએ તે કળશ

સભાની મધ્યમા મૂકયો અને પછી ઉચ્ચ સ્વરે બોલ્યો ' હે આચાર્યો ! આ મારી છેવટની પ્રતિજ્ઞા છે કે, આ કળશમા મે જે ગુપ્ત વસ્તુ રખાવી છે તે જે ખરોખર કહી શકશે તેનો ધર્મ હુ સાચો માનીશ અને તેનો હુ દાસ થઈ જીશ; પણ જેમનો જવાબ ખોટો પડશે તે સર્વનો હુ નાશ કરાવીશ ' આ પ્રતિજ્ઞાથી બૌદ્ધો તથા જૈનો ગભરાયા, અંદર અંદર ખૂબ મસલત કરતા તેમનામાના એકે કહ્યુ ' પ્રેતવિદ્યા જાણનાર એક ક્ષપણક મારો મિત્ર છે, પ્રેતવિદ્યાથી કળશની અંદરની વસ્તુ જાણી શકાશે, પરંતુ આ પ્રેતવિદ્યાનો ઉપયોગ રાત્રિ સિવાય થઈ નથી શકતો માટે રાજા પાસે એક દિવસની મુદત માગો ' આથી એ પક્ષના આચાર્યોએ રાજાને એક દિવસની મુદત આપવા વિનતિ કરી, જે તેણે ભટ્ટપાદની સંમતિ લઈ સ્વીકારી

પછી બીજે દિવસે પ્રાતઃકાળમા સર્વ સભા ભરાઈ એટલે પેલો કળશ સભા સમક્ષ લાવી રજૂ કર્યો અને રાજાએ પોતાની આગલા દિવસની પ્રતિજ્ઞા ફરી સંભળાવી, કળશમા શુ છે એ પ્રશ્ન કર્યો પ્રેતાવાહન વિદ્યા દ્વારા હકીકત મેળવી લાવેલા બૌદ્ધોના અગ્રેસર પંડિતે અતિ આતુરતાપૂર્વક કહ્યુ કે, ' આ કળશમા મોટો સર્પ છે, ' એ અમારો ઉત્તર છે પછી રાજાએ ભટ્ટપાદને પૂછ્યુ : ' તમારો ઉત્તર શો છે તે કહો ' ભટ્ટપાદે જવાબ આપ્યો કે, ' આ કળશમા સર્પ નથી, પણ સર્પ પર શયન કરવાવાળા શ્રીનારાયણની તામ્રમૂર્તિ છે, ઉઘાડીને જુઓ ! ' આ ઉપરથી સકળ સભા સમક્ષ તે કળશ ઉઘાડવામા આવ્યો, તો અતિ વિસ્મયની વાત દૃગ્ગોચર થઈ[1] કળશમા સર્પ નહોતો, પણ ભટ્ટપાદના કહેવા પ્રમાણે શ્રી

[1] જોવામા આવી

નારાયણની તામ્રમયી મૂર્તિ જ હતી; આથી વેદધર્મ સત્ય હોવાની રાજાની ખાતરી થઈ; ભક્ત માટે ભગવાનની કર્તુંમ્ અકર્તુંમ્ અન્યથાકર્તુંમ્ (કાર્ય કરવાની, ન કરવાની તથા તે બદલવાની) શક્તિનું રાજાને પ્રત્યક્ષ ભાન થયુ અને તેથી એ દયાઘન દેવવાળો વેદધર્મ એણે સ્વીકાર્યો. પ્રતિજ્ઞાને અનુસરી હવે બૌદ્ધો તથા જૈનો શિક્ષાને પાત્ર થયા. કેટલાક તો રાજ્ય છોડી તરત નાસી ગયા અને બાકીના તરફ રાજાએ સજામાં દયા બતાવી.

આ વૃત્તાંતનો લાક્ષણિક[1] અર્થ એમ પણ ઘટાવી શકાય કે, શરીરરૂપી કળશમાં તે સમયના બૌદ્ધો જ્યારે શરીરનો વિનાશ કરનાર કાળરૂપી એક સર્પ જ જોઈ શક્યા, ત્યારે વેદ-ધર્મના હિમાયતી એમાં નારાયણ ભગવાનની દયાઘન અતિ સામર્થ્યશાળી મૂર્તિ અનુભવી શક્યા. આ આનુભવિક જ્ઞાન રાજાને રુચવાથી તેણે તે ધર્મ સ્વીકાર્યો અને વિનાશવાદી બૌદ્ધોનો ધર્મ છોડ્યો. આ પ્રકારે એક સત્તાધારી રાજાએ વેદાનુરાગી બની તે ધર્મ સ્વીકાર્યો એટલું જ નહિ, એમને હવે બેઠેલી અચળ શ્રદ્ધાના કારણે તે વેદધર્મના ચુસ્ત અનુયાયી બન્યા અને એ ધર્મના સહાયસ્તમ્ભરૂપે નિશ્ચળ રહેવા હવેથી કટિબદ્ધ બન્યા. એ અરસામાં આચાર્યશ્રી અવતર્યા.

---

૧ આનો ભાવાર્થ એ નથી કે, ઉપરની હકીકત વાસ્તવિક નથી. જગદ્વિખ્યાત વિભૂતિ શ્રીરામકૃષ્ણ પરમહંસ કહે છે તેમ, અવતારી પુરુષોના જીવન જ એવાં હોય છે કે, તે જીવનના પ્રસંગો વાસ્તવિક અને લાક્ષણિક ઉભયરૂપે ઘટાવી શકાય છે.

## ૫ : માતાપિતાની તપશ્ચર્યા

तपो मे हृदयं साक्षादात्माहं तपसोऽनघ ॥
सृजामि तपसैवेदं ग्रसामि तपसा पुनः ।
बिभर्मि तपसा विश्वं वीर्यं मे दुश्चरं तपः ॥

(શ્રીમદ્ ભાગવત સ્કંધ ૨, અ. ૯, શ્લોક ૨૩)

ભગવાન: હે બ્રહ્મદેવ! તપ એ મારી અંતરની ગૂઢ શક્તિ છે; તપ એટલે સાક્ષાત્ હું જ છું. હું વિશ્વની ઉત્પત્તિ તપ વડે જ કરું છું. સંહાર પણ ફરી તપથી કરું છું અને તેનું પાલન પણ તપથી કરું છું. તપ એ મારી અમોઘ શક્તિ છે.

લોકોપયોગી પુષ્ટિકારક ધાન્ય સતક્ષેત્ર–સારા ખેતરમાં, સારી કેળવાયલી જમીનમાં થાય છે; તેમ સામાન્ય રીતે મહાન પુરુષો પણ સદાચારી, શ્રદ્ધાળુ ભક્તિમાનોને ત્યાં અવતરે છે. આ સિદ્ધાંતની તથ્યતા જાણે સાબિત કરી આપવા આચાર્યશ્રી એક તપસ્વી વૈરાગ્યશીલ વેદપરાયણ નાંબૂદરી બ્રાહ્મણ તથા તે જ જ્ઞાતિની એક પવિત્ર ભક્તિમાન બ્રાહ્મણપત્નીને ત્યાં અવતર્યા. જે ભૂમિને પોતે જન્મી અલંકૃત[1] કીધી તે ભારતવર્ષની દક્ષિણ પશ્ચિમ દિશાને છેડે કેરલદેશના મલબાર કાંઠા પર કલાદી નામનું ગામ છે. કોચીન–શોરાનપુર રેલવેમાં અલવાઈ નામનું સ્ટેશન છે. એ સ્ટેશનથી છ માઇલ દૂર આ નાનું સરખું કલાદી નામનું ગામડું આવેલું છે. ત્યાં આચાર્યશ્રીનો જન્મ થયો હતો એમ માનવામાં આવે છે.[2]

કહેવાય છે કે, જે સમયે પંડિત ભટ્ટપાદ વેદધર્મનો પ્રબળ પ્રચાર કરી રહ્યા હતા, તે અરસામાં ઉપર કહેલા

૧ શોભાવી.

૨ કોઈ કોઈ આચાર્યશ્રીની જન્મભૂમિ ચિદંબરમ્ માને છે.

કેરલ દેશમાં મલબાર કાંઠે વૃષાદ્રિ પર્વત ઉપર સ્વયંભૂ શંકર પ્રથમ જ્યોતિરૂપ પ્રકટ થયા પછી કોઈ રાજશેખર નામના રાજાને સ્વપ્નમાં સ્વયંભૂ શંકર પ્રકટ થવાનો ભાસ થયો; તે ઉપરથી રાજાએ તે સ્થળે જઈ ત્યાં ચંદ્રમૌલીશ્વર નામનું શિવલિંગ સુશોભિત મંદિર બંધાવી સ્થાપન કર્યું અને તેની પૂજા-અર્ચા માટે આ દેવાલયની નજીક આચાર્યશ્રીના દાદા વિદ્યાધિરાજ કલાદીમાં પાસે જ રહેતા હતા તેમની સાથે બંદોબસ્ત કર્યો. આ ચંદ્રમૌલીશ્વરના પૂજારી વિદ્વાન પંડિત હતા; કાળક્રમે તેમને ત્યાં એક મહાતેજસ્વી પુત્ર થયો તેનું નામ શિવગુરુ પાડ્યું. પ્રાચીન પ્રણાલિકાને અનુસરી પાંચ વર્ષે ઉપનયન સંસ્કાર કરી શિવગુરુને એમના પિતાએ વેદાધ્યયન માટે ગુરુને ત્યાં મોકલ્યા. વેદાભ્યાસ પરિપૂર્ણ થયો; એટલે શિવગુરુને એમના ગુરુએ ઘેર પાછા ફરવા કહ્યું; પરંતુ શિવગુરુ અતિ વૈરાગ્યશીલ હતા તેથી એમણે ગુરુને જણાવ્યું : 'ગુરુજી, મારો વિચાર તો નૈષ્ઠિક બ્રહ્મચારી રહી આપની સેવામાં જીવન વ્યતીત કરવાનો છે, માટે આપ મને તેમ કરવા દેવાની રજા આપો.' ગુરુએ તે ઉપરથી શિવગુરુને ખૂબ સમજાવ્યા : 'જીવંત માતાપિતાનાં આશા, અભિલાષા તથા સંતોષનો વિચાર કર; તને મળવાને તે આટલા દીર્ઘ સમય પછી કેટલાં બધાં ઉત્સુક હશે તેનો ખ્યાલ કર; ઘેર પાછા ફરી એ વિખૂટાં પડેલાં માતાપિતાને સંતોષ આપ અને ગૃહસ્થાશ્રમી બની આશ્રમધર્મનું આચરણ કર. ભાઈ! આમાં જ તારું શ્રેય છે.' આ પ્રમાણે ગુરુજી શિવગુરુને સમજાવતા હતા એટલામાં શિવગુરુના પિતા પણ એને ઘેર તેડી જવા માટે ત્યાં આવી પહોંચ્યા. તેમણે પણ શિવગુરુને સમજાવ્યા તેથી મહાકષ્ટે શિવગુરુએ પોતાના ગુરુવર્ગની આજ્ઞાને શિરોમાન્ય ગણી સ્વગૃહે પ્રયાણ કર્યું.

એમને ઘેર આવેલા જોઈ માતાપિતાને હર્ષ થયો. એમણે પણ માતાપિતાને શિરસાષ્ટાંગ નમસ્કાર કર્યા તથા એમના હર્ષમાં પોતાનો આનંદ વ્યક્ત[1] કરી વૃદ્ધિ કરી પછી ત્યાં રહી માતાપિતા પ્રત્યે પ્રેમ તથા આદરભર્યા આચરણથી એ એમને સંતોષ આપવા લાગ્યા. તે અરસામાં મઘ નામના પંડિત બ્રાહ્મણે પોતાની કન્યા અંબાનો વિવાહ શિવગુરુ સાથે કરવાની ઇચ્છા શિવગુરુના પિતા વિદ્યાધિરાજને જણાવી. શિવગુરુની સંમતિ મેળવી મઘની વિનતિ વિદ્યાધિરાજે માન્ય રાખી, જેથી શિવગુરુ સાથે મઘ પંડિતની પુત્રી અંબાનુ લગ્ન વિધિપુરઃસર થયુ.

શિવગુરુએ લગ્ન બાદ ગૃહસ્થાશ્રમધર્મના નિયમોનું અગ્નિહોત્ર ધારણ કરી યથાવિધિ પાલન કરી સંસાર ચલાવ્યો. વર્ષો એમ વીતી ગયાં; વૃદ્ધાવસ્થા આવી પણ સંતતિ કાંઈ જ ન થઈ. આથી તેમણે એક દિવસ સ્ત્રીને સખેદ કહ્યું : 'અરેરે, આપણે પુત્ર વિનાની વૃથા જિંદગી ગુજારીએ છીએ; સંતાન વિના આપણો વંશ નષ્ટ થશે અને અપુત્ર મરણ પામ્યાથી પિતૃઋણમાંથી છૂટી શકાશે નહિ, તો હવે આ માટે શો ઉપાય કરવો ?' સાધ્વી સ્ત્રી ધર્મનિષ્ઠ શિવભક્ત જ હતાં. તેમણે કહ્યું : 'આપણા ઇષ્ટદેવ શિવ ભગવાન દયાળુ છે, ભક્તના કોડ પૂરનાર છે; માટે આપણે એમનાં ભજન, પૂજન, ઉપાસનામાં સર્વ સમય વ્યતીત[2] કરીએ તો એ કૃપાળુ ઈશ્વર જરૂર આપણને પુત્ર આપશે. એ વિચારથી એ શ્રદ્ધાશીલ દંપતી શિવારાધન-ભજન-પૂજનમાં તલ્લીન બની રહ્યાં. ગૃહસ્થાશ્રમમાં જ્યાં પતિ-પત્ની એકમત થઈ એક જ ઇષ્ટદેવને પ્રેમથી આરાધવામાં તલ્લીન બને, ત્યાં તે ઇષ્ટદેવને પ્રસન્ન થતાં શી વાર ? થોડા જ દિવસમાં તે ભક્તદંપતી

---

૧ જાહેર કરી જણાવી.
૨ ગાળીએ, પસાર કરીએ.

પર શિવ ભગવાન પ્રસન્ન થયા. અને કહેવાય છે કે શિવગુરુના સ્વપ્નમાં દર્શન દઈ કહ્યું : 'તમે બેઉ મારું એકચિત્તે શ્રદ્ધાપૂર્વક મહાત્મ્ય કરો છો, માટે તમારે ઘેર, મારા અંશરૂપે, મહાદેવ જન્મ ધારણ કરશે. તે સમગ્ર ભરતખંડમાં શંકર નામથી ચારે બાજુએ દિગ્વિજય કરશે અને જગદ્ગુરુ તરીકે પ્રખ્યાત થશે.' આથી શિવગુરુ તથા તેમનાં પત્નીને સંતોષ થયો અને એ શુભ દિનની રાહ જોતાં રહ્યાં.

## ૬ : જન્મ તથા વેદાભ્યાસ

સુત પામવા ઋષિપત્ની નારી, પૂર્વે ભક્તિ કીધી તમો મારી,
બહુ કાળ કીધું તપધ્યાન, તુઠયો હું માગ્યું વરદાન.
'તમ સરખો પુત્ર' એ વર દીજે, માતપિતા થઈ સુતસુખ લીજે,
તે દહાડાનો મેં સંકલ્પ કીધો, માટે જન્મ તમો ઘેર લીધો.
(શ્રી. ભા. સ્કંધ ૧૦ પૂર્વાર્ધ, અ ૩, કડવું ૧૩)
બે માસ ઉપર દિન ચાર, ચૌદ વિદ્યા શીખ્યા વિશ્વાધાર.
(શ્રી. ભા. સ્કંધ ૧૦ પૂર્વાર્ધ, અ ૪૫, ક. ૧૨)

દેવોએ આપેલાં વરદાન કદી નિષ્ફળ જતાં નથી; પછી તે સ્વપ્નાવસ્થામાં, અર્ધ સુષુપ્તિમાં યા તો જાગૃતમાં હોય. વરદાન પ્રમાણે શિવગુરુનાં સતી પત્નીને ગર્ભ જણાવા લાગ્યો અને તે જેમ જેમ વૃદ્ધિંગત થતો ગયો તેમ તેમ સૌ. શ્રી અંબાબાઈને અવારનવાર સ્વપ્નમાં ઇષ્ટદેવ શંકરનાં દર્શન થયા કરતાં હતાં. સમય વ્યતીત થતાં નવ માસ પૂરા થયે શુભ ગ્રહોનાં શુભ લગ્નોમાં કહે છે કે, અંબાબાઈને[1] માત્ર ગર્ભાદિ માયા બતાવી શ્રી સદાશિવ પોતે પોતાને સ્વરૂપે

[1] આચાર્યનાં માતાજીના નામ સંબંધી ભિન્ન કથનો છે એક મત પ્રમાણે એમનું નામ 'સતીબાઈ' હતું. જ્યારે બીજા એમનું નામ વિશિષ્ટાદેવી હોવાનું પણ કહે છે.

શંકરાચાર્યરૂપે આવિર્ભૂત થયા. આચાર્યના પ્રકટ થયાના આ શુભ વર્ષ સંબંધી ઘણા મતભેદો[1] પ્રવર્તે છે. તેમાં સામાન્ય રીતે સ્વીકારાયલું પ્રાકટ્યનું વર્ષ ઈ. સ. ૭૮૮ છે.[2] જન્મ દિવસ વૈશાખ સુદ પંચમીનો હતો, એમ અદ્યાપિ પણ આપણે માનીએ છીએ.

જન્મથી જ આ બાળક અસાધારણ બુદ્ધિશાળી હોવાની પ્રતીતિ તુરત જ થઈ. પહેલા જ વર્ષમાં માતૃભાષાનું અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરી વિનાદોષવાળી શુદ્ધ ભાષા તે બોલતાં શીખ્યા. બીજા વર્ષમાં જ માતૃભાષાનાં લેખન-વાચન હસ્તગત કર્યાં તથા માતાના મુખમાંથી નીકળેલાં પુરાણો વગેરેનાં આખ્યાનો કંઠસ્થ કર્યાં. ત્રીજે વર્ષે તો પુરાણ અને કાવ્યશાસ્ત્રની વાતો કરતા થઈ ગયા. તે શ્રુતધર હતા એટલે કે જે કાંઈ એક વખત સાંભળતા તે અક્ષરશઃ એમના ધ્યાનમાં રાખતા. સ્વાભાવિક છે કે, આવા અસાધારણ શક્તિશાળી બાળકને જોઈ એનાં માબાપનાં હર્ષનો પાર રહ્યો નહિ. ત્રીજા વર્ષમાં અતિ ઉત્સાહપૂર્વક બાળ શંકરને ચૌલ સંસ્કાર કર્યો અને મોટો થયે યજ્ઞોપવીત આપીશું એવો વિચાર પિતાશ્રીએ રાખ્યો. પણ તે એમના મનમાં જ રહી ગયો અને એમનું એકાએક અવસાન થયું. શંકરની માતાએ ધૈર્ય ધારણ કરી, વિધિપુરઃસર એમની સર્વ ક્રિયા કરાવી. એક વર્ષ વીત્યા બાદ શંકરને પાંચમે

૧ પ્રાકટ્ય વર્ષ વિષે કેટલાક મતાંતરો : શ્રી. પુ. શિ. ભટ્ટ ગવાકર જન્મવર્ષ ઈ. સ પૂર્વે ૪૧૩ કહે છે. સાક્ષર તેલંગ ઈ. સ. ૫૫૦ની આસપાસ કહે છે. રામકૃષ્ણ ગો. ભાંડારકર તથા ઇંદ્દયાલ ભટ્ટાચાર્ય ઈ. સ. ૬૮૦ જણાવે છે.

૨ ઉપર જણાવેલો મત ડૉ. રાધાકૃષ્ણ, મેક્સમૂલર વગેરે પંડિતોનો છે.

વર્ષે સંસ્કારપૂર્વક ઉપવીત ધારણ કરાવ્યું. પછી તુરત જ ગુરુ-ગૃહે વિદ્યાધ્યયન માટે મોકલી દેવામાં આવ્યા. ત્યાં એમના ગુરુ પણ એમની અદ્દભુત સ્મરણશક્તિથી ચકિત થઈ ગયા. એકથી બીજી વખત ન તો કોઈ શાસ્ત્ર યા વિદ્યા એમને સંભળાવવાં પડતાં; આથી એમના પર ગુરુ ઘણા પ્રસન્ન રહેતા અને રાતદિવસ એમને વિદ્યા શીખવવામાં તત્પર રહેતા. બે વર્ષ જેટલા ટૂંકા સમયમાં એઓ સર્વ શાસ્ત્રોમાં સારા પંડિત થઈ ગયા. એ સમયે એ વેદમાં બ્રહ્મા સમાન, તાત્પર્ય સમજ-વામાં બૃહસ્પતિ સમાન અને સિદ્ધાંતમાં વ્યાસ સમાન લેખાવા લાગ્યા. ગુરુગૃહે તે બે વર્ષ રહ્યા, તે દરમિયાન એક દિવસ એક અપૂર્વ ઘટના બની.

બાળ શંકર એમના ગુરુબંધુઓ સાથે નિત્ય નિયમને અનુસરી ગામમાં ભિક્ષા માગવા નીકળ્યા, ત્યારે ભિક્ષા માંગતા માંગતા તે દિવસે એ શંકર બ્રહ્મચારી એક દરિદ્રી બ્રાહ્મણને ઘેર જઈ ચડ્યા અને 'ભિક્ષાન્ન દેહિ' કહી ઊભા. આ સાંભળી બ્રાહ્મણની સ્ત્રી ઘર બહાર આવીને કહેવા લાગી : 'હે બ્રહ્મચારી બટુક ! અમો ભાગ્યહીન દરિદ્રી છીએ, અમારા ઘરમાં ભિક્ષા આપવા જેવું કાંઈ સાધન નથી. ધિક્કાર છે અમને-અમારા આ જન્મને કે ગૃહસ્થાશ્રમધર્મ પ્રમાણે બારણે આવેલા અતિથિને ભિક્ષા આપવી જોઈએ, પણ ઘરમાં કાંઈ ન હોવાથી તમને પાછા વાળવા પડશે !' આમ નિસાસો નાખી બોલતાં બોલતાં ઘરમાં ચારે બાજુએ કાંઈ આપવા જેવું હોય તે જોતી હતી તેવામાં તેના હાથમાં એક આમળાનું ફળ-આમળું હાથમાં આવ્યુ તે લાવી તેણીએ શ્રી શંકરને ભિક્ષા તરીકે આપ્યુ. બ્રાહ્મણીની આવી દીનદરિદ્રી અવસ્થા પ્રત્યક્ષ જોતાં શંકરનું હૃદય દ્રવી ગયું. એ શું કરે ? છસાત વર્ષનો એ બાળક

શું કરે? તે સમયે એ કાંઈ નહોતા થયા આચાર્ય કે નહોતા એમના કોઈ શ્રીમાન શિષ્યો કે અનુયાયીઓ કે જેમને કહી એઓ એ બ્રાહ્મણીની સ્થિતિ સુધારી શકે. પરંતુ સર્વ નિરાધારોનાં આધાર લક્ષ્મીજીની તેમણે સ્તુતિ કરી. કહેવાય છે કે, આથી પ્રસન્ન થઈ લક્ષ્મીજી પ્રકટ થયાં અને બ્રહ્મચારી શંકરને કહ્યું, 'તારો મનોભાવ મેં જાણ્યો છે; પણ પૂર્વ જન્મમાં આ બ્રાહ્મણે કાંઈ પણ સત્કર્મ કર્યું નથી, તો તે આ જન્મમાં મારો કૃપાપાત્ર શી રીતે થઈ શકે?' શંકરે વિનયપૂર્વક જણાવ્યુ, 'હે દેવી! તમો આ બ્રાહ્મણનાં સત્કર્મ વિષે વિચાર ન કરો. આપને તો મારી પર કૃપા કરવાની છે. આ બ્રાહ્મણની સ્ત્રીએ મને ભિક્ષામાં આમળું આપ્યુ છે, તો જો મારી પર કૃપા હોય તો આપ એ દાનનું ફળ એને આપો.' આ પછી બ્રાહ્મણની સ્થિતિ, સુદામાના કૃષ્ણમિલન પછીની સ્થિતિ જેવી સુધરી ગઈ. બ્રાહ્મણ મોટો શ્રીમંત થઈ ગયો; આથી સર્વે વિસ્મય પામ્યાં અને બ્રહ્મચારી શંકરની સ્તુતિ કરવા લાગ્યાં. સર્વેએ આ ઉપરથી સાથે સાથે બોધપાઠ પણ લીધો કે ઘરને આંગણે આવેલા અતિથિને ભિક્ષા આપવાનો શાસ્ત્રે કથેલો ધર્મ જો પાળવામાં આવે તો તે વ્યર્થ જતો નથી.

## ૭ : ખ્યાતિ તથા અલ્પ આયુમર્યાદા

सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥

પૃથ્વી ઉપર સર્વ વસ્તુ ભયયુક્ત છે. કેવળ વૈરાગ્ય અભય છે.

( ભર્તૃહરિ–વૈરાગ્યશતક )

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥

શુભ–અશુભ જે કર્મ કર્યું હોય તે અવશ્ય ભોગવવું જોઈએ. સો કરોડ કલ્પ વડે પણ કર્મ ભોગવ્યા વિના નાશ પામતું નથી.

આ રીતે પોતાના અદ્દ્ભુત સામર્થ્યનો સહાધ્યાયી બ્રહ્મચારીઓને અનુભવ આપી બે જ વર્ષમાં સર્વ વેદાભ્યાસ સંપૂર્ણ થતાં સમાવર્તન સંસ્કાર કરી બાળ શંકર પોતાને ઘેર પાછા ફર્યા. પોતાની માતાને સાષ્ટાંગ નમસ્કાર કરી તેમનાં કુશળ વર્તમાન પૂછી એમના આશ્રય નીચે રહ્યા. ત્યાં પણ શાસ્ત્ર–અધ્યયન સિવાય કોઈ પણ બીજા વિષયમાં એમનું ચિત્ત રહેતું નહોતું. રાત્રિદિવસ આ બાળ બ્રહ્મચારી પુસ્તકોના–શાસ્ત્રગ્રંથોના ઢગલામાં ડૂબ્યો રહેતો. સાત વર્ષનો બાળક અદ્વિતીય વિદ્વાન થયો છે, એ સમાચાર ચારે દિશામાં પ્રસર્યા. આથી એ બ્રહ્મચારી બાળક શંકરનાં દર્શન કરવા લોકોનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. કેટલાક ભક્તજનો તેને ભેટ પણ આપતા; જ્યારે વિદ્વાન પંડિતો આવતા તો ખરા, પણ તે આવતા પરીક્ષા લેવા અને જતા એમની અસાધારણ બુદ્ધિ તથા વિદ્યાથી મુગ્ધ યા પરાજિત થઈ. કેટલાકો આ અરસામાં બાળ શંકરની પાસે વિદ્યાભ્યાસ કરવા લાગ્યા અને એમના વિદ્યાર્થી બન્યા.

શંકરની આવી અદ્દ્ભુત શક્તિનાં વખાણ ચોતરફ પ્રસરતાં કેરલદેશના સજ્જન અને વિદ્વાન મહારાજા રાજશેખરને કાને પણ એ વાત આવી; તેથી તેઓ બાળબ્રહ્મચારી

શંકરનાં દર્શન કરવા વ્યગ્ર થયા.' એમનો એ હેતુ પાર પાડવા એમણે એના પ્રધાનને અનેક પ્રકારની ભેટ–સામગ્રીઓ સાથે શંકરને તેડવા મોકલ્યા. પ્રધાને તે પ્રમાણે સર્વ ભેટ–સામગ્રી શંકરને અર્પણ કરી કહ્યું, 'હે શંકર! આપનાં દર્શનની મારા રાજા રાજશેખરને તીવ્ર ઇચ્છા છે; માટે કૃપા કરી આપ મારી સાથે પધારો. રાજાશ્રીએ પાલખી પણ મોકલી છે.' ત્યારે શ્રીશંકરે એમને કહ્યું, 'પ્રધાનજી, અમારે ભિક્ષા એ જ ભોજન છે, મૃગચર્મ એ જ વસ્ત્ર છે અને ત્રિકાળ સંધ્યાકર્મ એ જ અમારો વ્યવસાય છે. આ શાસ્ત્રવિહિત બ્રહ્મચારીનું કર્મ ત્યજી દઈ આ હાથી, ઘોડા ને સોનામહોરોની ભેટને હું શું કરું? આ પાલખી પણ અમને શા કામની? આપના મહારાજાને કહો કે એમની મોકલેલી ચીજો મારે ઉપયોગી નથી.' પ્રધાનજીએ પાછા શ્રીશંકરનો પ્રત્યુત્તર રાજાને જણાવ્યો.

પોતાની ભેટો તથા વિનતિનો અનાદર થતાં રાજ્યપદે વિરાજતા સામાન્ય નૃપો તો ગુસ્સે થાય, પરંતુ આ રાજા એ પ્રકારના અભિમાની વર્ગના ન હતા. એ રાજાનો તો આ પ્રત્યુત્તર સાંભળી શ્રીશંકર માટે અતિ ભાવ અને આદર ઊપજ્યાં અને એઓ પોતે આગ્રહપૂર્વક બાળ પંડિત શ્રીશંકરનાં દર્શન કરવા એમને ઘેર જઈ પહોંચ્યા. શ્રીશંકરે રાજાના કુશળ પૂછ્યા અને સ્વાગત કર્યું. શંકરની શાસ્ત્રવ્યાખ્યા તથા વેદાંતચર્ચા સાંભળ્યાં, તેમની અદ્‌ભુત સ્મરણશક્તિ, તેમનું શાસ્ત્રનું ગૂઢ રહસ્ય સમજાવવાનું અસાધારણ જ્ઞાન અને શાસ્ત્રના સરલ અર્થ કરવાનું અપૂર્વ કૌશલ્ય જોઈ મહારાજાને અતિ આશ્ચર્ય થયું. તે મુગ્ધ બની ગયા. શ્રીશંકર માટે એમના હૃદયમાં અતુલ પ્રેમ ઉત્પન્ન થયો. બુદ્ધિશાળી અને પરમાર્થપંથે વિચરનાર [illegible] ને યોગ્ય દાન–ભેટ આપવાં એ રાજાનો ધર્મ [illegible] એ વાત [illegible] બાળ

શંકરને પુષ્કળ ભેટ તથા દાન આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી; પરંતુ તે ગ્રહણ કરવાની શ્રીશંકરે ના પાડી અને તે સર્વ ગરીબોમાં વહેંચી દેવા કહ્યું. પછી રાજાએ પોતાનાં રચેલાં ત્રણ શૃંગારરસપ્રધાન નાટકો વાંચી સંભળાવ્યાં; જે પરથી શ્રીશંકરે મહારાજાની બુદ્ધિ તથા પ્રબંધશક્તિનાં વખાણ કર્યાં. શ્રીશંકરે છેવટે રાજાને પૃચ્છ્યું: 'તમારે કાંઈ ઇચ્છા છે? હોય તો જણાવો.' ત્યારે એમણે કહ્યું: 'અમારે ત્યાં સંતતિ નથી, તેટલી ઇચ્છા પૂર્ણ કરવા મારી પ્રાર્થના છે.' શ્રીશંકરે આશીર્વાદ આપી કહ્યું, 'તમને તમારા જેવો જ પરાક્રમી અને બુદ્ધિમાન પુત્ર થશે.' એ આશીર્વાદ લઈ મહારાજા પાછા ફર્યા. પછી થોડા જ વખતમાં શ્રીશંકરની કૃપાથી તેમનો મનોરથ પૂર્ણ થયો અને તેમને એક પુત્રરત્ન પ્રાપ્ત થયું.

શ્રીશંકરની આવી અદ્‌ભુત ચમત્કૃતિઓ તથા એમની અલૌકિક માનવપ્રતિભા સર્વ પ્રકારના મનુષ્યોને એમની પાસે ખેંચી આણતી. કેટલાક વિદ્વાન જોશીઓ આ પ્રમાણે એક દિવસ આ અલૌકિક મૂર્તિના જન્માક્ષર જોવાની લાલસાથી એમને ત્યાં ગયા અને પોતાની ઇચ્છા જણાવી. માતા પાસેથી જન્માક્ષર લઈ શ્રીશંકરે તે જોશીઓને દેખાડ્યા. માતાજી પણ સ્વાભાવિક રીતે પોતાના પુત્રનું ભવિષ્ય જાણવા આતુર હતાં જ. જન્માક્ષર જોઈ, ગણિત કરી, વિદ્વાનો અતિ આનંદ પામ્યા; કારણ કે શંકરના જન્મસમય જેવો શશિનક્ષત્રનો સંયોગ–સૂર્ય, ભોમ અને શનિ પોતપોતાનાં ઉચ્ચ સ્થાનમાં અને ગુરુ કેન્દ્રસ્થાનમાં–સાધારણ કોટિના મનુષ્યના ભાગ્યમાં નથી હોતો. માતા પણ ફળાદેશ સાંભળતાં સાંભળતાં પ્રફુલ્લિત થયાં, પણ થોડી જ વારમાં જોશીઓ એકાએક ગંભીર બની ગયા. એમની મુખમુદ્રા શોકાંકિત બની. તેઓ અંદર અંદર એકેકના સામું

શંકરનાં દર્શન કરવા વ્યગ્ર થયા. એમનો એ હેતુ પાર પાડવા એમણે એના પ્રધાનને અનેક પ્રકારની ભેટ–સામગ્રીઓ સાથે શંકરને તેડવા મોકલ્યા. પ્રધાને તે પ્રમાણે સર્વ ભેટ–સામગ્રી શંકરને અર્પણ કરી કહ્યું, 'હે શંકર! આપનાં દર્શનની મારા રાજા રાજશેખરને તીવ્ર ઇચ્છા છે; માટે કૃપા કરી આપ મારી સાથે પધારો. રાજાશ્રીએ પાલખી પણ મોકલી છે.' ત્યારે શ્રીશંકરે એમને કહ્યું, 'પ્રધાનજી, અમારે ભિક્ષા એ જ ભોજન છે, મૃગચર્મ એ જ વસ્ત્ર છે અને ત્રિકાળ સંધ્યાકર્મ એ જ અમારો વ્યવસાય છે. આ શાસ્ત્રવિહિત બ્રહ્મચારીનું કર્મ ત્યજી દઈ આ હાથી, ઘોડા ને સોનામહોરોની ભેટને હું શું કરું? આ પાલખી પણ અમને શા કામની? આપના મહારાજાને કહો કે એમની મોકલેલી ચીજો મારે ઉપયોગી નથી.' પ્રધાનજીએ પાછા શ્રીશંકરનો પ્રત્યુત્તર રાજાને જણાવ્યો.

પોતાની ભેટો તથા વિનતિનો અનાદર થતાં રાજ્યપદે વિરાજતા સામાન્ય નૃપો તો ગુસ્સે થાય, પરંતુ આ રાજા એ પ્રકારના અભિમાની વર્ગના ન હતા. એ રાજાનો તો આ પ્રત્યુત્તર સાંભળી શ્રીશંકર માટે અતિ ભાવ અને આદર ઊપજ્યાં અને એઓ પોતે આગ્રહપૂર્વક બાળ પંડિત શ્રીશંકરનાં દર્શન કરવા એમને ઘેર જઈ પહોંચ્યા. શ્રીશંકરે રાજાના કુશળ પૂછ્યા અને સ્વાગત કર્યું. શંકરની શાસ્ત્રવ્યાખ્યા તથા વેદાંતચર્ચા સાંભળ્યાં, તેમની અદ્ભુત સ્મરણશક્તિ, તેમનું શાસ્ત્રનું ગૂઢ રહસ્ય સમજાવવાનું અસાધારણ જ્ઞાન અને શાસ્ત્રના સરલ અર્થ કરવાનું અપૂર્વ કૌશલ્ય જોઈ મહારાજાને અતિ આશ્ચર્ય થયું. તે મુગ્ધ બની ગયા. શ્રીશંકર માટે એમના હૃદયમાં અતુલ પ્રેમ ઉત્પન્ન થયો. બુદ્ધિશાળી અને પરમાર્થપંથે વિચરનાર વિદ્વાનોને યોગ્ય દાન–ભેટ આપવાં એ રાજાનો ધર્મ છે એ વાત યાદ કરી એમણે બાળ

શંકરને પુષ્કળ ભેટ તથા દાન આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી; પરંતુ તે ગ્રહણ કરવાની શ્રીશંકરે ના પાડી અને તે સર્વ ગરીબોમાં વહેંચી દેવા કહ્યું. પછી રાજાએ પોતાનાં રચેલાં ત્રણ શૃંગારરસપ્રધાન નાટકો વાંચી સંભળાવ્યાં; જે પરથી શ્રીશંકરે મહારાજાની બુદ્ધિ તથા પ્રબંધશક્તિનાં વખાણ કર્યાં. શ્રીશંકરે છેવટે રાજાને પૃછ્યું: 'તમારે કાંઈ ઇચ્છા છે? હોય તો જણાવો.' ત્યારે એમણે કહ્યું: 'અમારે ત્યાં સંતતિ નથી, તેટલી ઇચ્છા પૂર્ણ કરવા મારી પ્રાર્થના છે.' શ્રીશંકરે આશીર્વાદ આપી કહ્યું, 'તમને તમારા જેવો જ પરાક્રમી અને બુદ્ધિમાન પુત્ર થશે.' એ આશીર્વાદ લઈ મહારાજા પાછા ફર્યા. પછી થોડા જ વખતમાં શ્રીશંકરની કૃપાથી તેમનો મનોરથ પૂર્ણ થયો અને તેમને એક પુત્રરત્ન પ્રાપ્ત થયું.

શ્રીશંકરની આવી અદ્‌ભુત ચમત્કૃતિઓ તથા એમની અલૌકિક માનવપ્રતિભા સર્વ પ્રકારના મનુષ્યોને એમની પાસે ખેંચી આણતી. કેટલાક વિદ્વાન જોશીઓ આ પ્રમાણે એક દિવસ આ અલૌકિક મૂર્તિના જન્માક્ષર જોવાની લાલસાથી એમને ત્યાં ગયા અને પોતાની ઇચ્છા જણાવી. માતા પાસેથી જન્માક્ષર લઈ શ્રીશંકરે તે જોશીઓને દેખાડ્યા. માતાજી પણ સ્વાભાવિક રીતે પોતાના પુત્રનું ભવિષ્ય જાણવા આતુર હતાં જ. જન્માક્ષર જોઈ, ગણિત કરી, વિદ્વાનો અતિ આનંદ પામ્યા; કારણ કે શંકરના જન્મસમય જેવો રાશિનક્ષત્રનો સંયોગ—સૂર્ય, ભોમ અને શનિ પોતપોતાનાં ઉચ્ચ સ્થાનમાં અને ગુરુ કેન્દ્રસ્થાનમાં—સાધારણ કોટિના મનુષ્યના ભાગ્યમાં નથી હોતો. માતા પણ ફળાદેશ સાંભળતાં સાંભળતાં પ્રફુલ્લિત થયાં, પણ થોડી જ વારમાં જોશીઓ એકાએક ગંભીર બની ગયા. એમની મુખમુદ્રા શોકાંકિત બની. તેઓ અંદર અંદર એકેકના સામું

જોવા લાગ્યા; શું કહેવું એ બાબતની ભારે વિમાસણ એમને જાણે સતાવતી હોય એમ જણાયું. આથી માતાજીના હૃદયમાં શંકા ઉત્પન્ન થઈ, તેથી એમણે જોશીઓને જીવનભવિષ્ય સ્પષ્ટરૂપે કહેવા વિનતિ કરી. આર્જવભરી આ વિનતિનો જોશીઓએ જવાબ ટૂંકમાં આપ્યો : 'આ પુત્રનું આયુષ્ય માત્ર આઠ વર્ષનું છે; છતાં જો તપસ્યા કરવામાં આવે તો તેમાં બીજાં આઠ વર્ષ વધી શકે એમ છે.' માતુશ્રી તથા પુત્ર ઉભયને પોતાના ભવિષ્ય માટે આ સંક્ષિપ્ત ભાવિકથનથી આ રીતે ચિંતાક્રાંત કરી જોશીઓ ચાલ્યા ગયા.

## ૮ : માતૃપ્રેમ અને ગૃહત્યાગ

શત વરસ સેવે માતને રે, જો કનક તોળે કાય;
તો નિશા એક શીતકાળની રે; પુત્ર ઓસીકળ નવ થાય.
(શ્રી ભાગવત સ્કંધ ૧૦ પૂર્વાર્ધ, અ. ૪૫, ક. ૧૧૨, શ્લોક ૧૨)

रम्यं हर्म्यतलं न किं वसतये श्राव्यं न गेयादिकं
किंवा प्राणसमं समागमसुखं नैवाधिकं प्रीतये ।
किंतूद्भ्रांतपतत्पतंगपवनव्यालोलदीपांकुर-
च्छायाचंचलमाकलय्य सकलं संतो वनान्तं गताः
(ભર્તૃહરિ-વૈરાગ્યશતક)

' શું રહેવાને રમ્ય મહાલો નહોતા ? શું સાંભળવા યોગ્ય સંગીત નહોતું ? અથવા તો શું પ્રાણ જેવું પ્રિય સમાગમ, પ્રીતિવર્ધક સુખ નહોતું ? પરંતુ એ સર્વને ઊડતા પતંગિયાના ફફડાટથી ચંચલ બનેલા દીપકની છાયા જેવાં ગણી સંતો વનમાં ગયા.

જ્યારે જ્યારે ભગવાન પૃથ્વી પર પોતાના કોઈ કાર્ય માટે અવતાર ધારણ કરે છે, ત્યારે ત્યારે સર્વ દેવ–દેવીઓ એમની ઇચ્છાને અધીન રહે છે. પંચદશીકાર પણ કહે છે, માયાબિંબને વશ કરી તેમાં સર્વજ્ઞ ઈશ્વર હોય છે; એટલે

કે ઈશ્વરની ઈચ્છાનુસાર માયા વર્તે છે. આ પ્રકારની ઘટના શ્રીશંકરના જીવનમાં દરિદ્રી બ્રાહ્મણ શ્રીમંત બન્યાથી, રાજશેખરને પુત્રપ્રાપ્તિ થયાથી બની તે આપણે જોઈ ગયા. હવે બીજી એવી જ એક ઘટના માતૃપ્રેમમાંથી ઉદ્ભવી તે જોઈએ.

આ ચરિત્રસમયે શ્રીશંકરના ઘરથી દૂર આલોયા નામની નદી વહેતી હતી. ઘેર સ્નાન કરવા કરતાં નદીનું સ્નાન વધુ પવિત્ર એવી માન્યતા ધરાવતાં એમનાં માતુશ્રી રોજ નદીએ સ્નાન કરવા જતાં. એક વખત ઉનાળાના દિવસોમાં માતુશ્રીને સ્નાન કરી પાછાં ફરતાં અતિ વિલંબ થયેલો જોઈ શ્રીશંકરને ચિંતા થઈ અને તેઓ એમની માતુશ્રીને શોધવા નીકળ્યા, તો તેમણે જોયું કે, પોતાની માતા મૂર્છિતાવસ્થામાં માટીમાં પડેલાં છે. પોતાની માતાની સેવા-શુશ્રૂષા કરતાં એમને મૂર્છા વળી; એટલે શ્રીશંકર એમનાં માતુશ્રીને ઘેર લઈ આવ્યા. માતુશ્રીની થાક તથા તાપને લીધે થયેલી સ્થિતિ જોઈ શંકરનું હૃદય દ્રવી ઊઠ્યું. તેમણે સરલ હૃદયથી આલોયા નદીદેવીને પ્રાર્થના કરી, 'મારાં માતાજી ખાતર આપ હવે મારા ઘર પાસેથી વહો.' નદીદેવીએ બાળહૃદયની સરળ પ્રાર્થના તરત જ સ્વીકારી, પોતાનું વહેણ બદલી શંકરના ઘર પાસેથી વહેવું શરૂ કર્યું; આથી માતાજીને રાહત મળી અને માતાજીને મૂર્છાવશ થઈ દુઃખ સહન કરવું પડ્યું તેના બીજા દિવસથી જ આ એકાએક થયેલો ફેરફાર જોઈ સર્વે વિસ્મિત થયા.

અલૌકિક સામર્થ્યવાળા, પ્રતિભાશાળી, વિદ્વાન પુત્રનો પોતાના પ્રત્યે આવો પ્રેમ જોઈ માતુશ્રીને સંતોષ થયો; વૃદ્ધાવસ્થા તથા વૈધવ્યયોગથી જ્યારે જ્યારે શ્રીશંકર માતાજીને અસ્વસ્થ બનેલાં જોતા, ત્યારે ત્યારે તેમને જ્ઞાનભક્તિની વાતો

કહી તથા તેમની સાથે ચર્ચા-સંવાદ કરી એ યોગમાર્ગ દેખાડતા; તેથી એ વિધવા માતાને મહાન આશ્વાસનરૂપ હતા. એ વિધવા માતાને 'અંધેકી લકડી' સમાન એક આધાર જ હતા, આથી તેમ જ પ્રેમાળ માતૃપ્રકૃતિને અનુસરી જોશીઓના ભવિષ્યકથનથી એમણે જબ્બર આઘાત અનુભવ્યો. નિરાધારનો આ એક આધાર થોડા જ સમયમાં ક્રૂર વિધિ ઝૂંટવી લેશે એવો એમને ભય ઉત્પન્ન થયો.

જોશીઓના ભવિષ્ય-કથનથી શ્રીશંકર પણ પોતાના કર્તવ્ય વિષે વિચારમાં પડી ગયા. વેદવેદાંતના અધ્યયનથી તથા એમની ભવિતવ્યતા-પ્રારબ્ધયોગ-ના યોગથી એમણે વિચાર્યું : 'આ મનુષ્યદેહ સાર્થક તો ત્યારે જ થયો કહેવાય કે એ દ્વારા ભગવત્પ્રાપ્તિ-પરમપદની પ્રાપ્તિ થાય તો. આઠ વર્ષ જેટલા અલ્પ સમયમાં આ પુરુષાર્થ સંન્યસ્ત લીધા સિવાય કેવી રીતે બને? અને સંન્યસ્ત માટે માતાજી પરવાનગી પણ કેમ આપે? કેટલોક સમય પોતાના મનમાં આ બાબત વિમાસ્યા કર્યા પછી એક દિવસે એમણે એમની સઘળી હિંમત એકઠી કરી માતાજી આગળ પોતાનો વિચાર રજૂ કર્યો. એમણે એમની આગળ સંન્યાસાશ્રમની મહત્તા વર્ણવી; જે કોઈ ખરો સંન્યાસી થાય તે તેના એકોતેર કુળનો ઉદ્ધાર કરે છે વગેરે કહી જ્ઞાનમાર્ગને અનુસરનારા સંન્યાસી જીવન્મુક્તોની મુક્તકંઠે પ્રશંસા કરી અને છેવટે તેમના અલ્પ આયુષ્યનો વિચાર કરી તેમના જન્મમરણનો ફેરો ટાળવા માત્ર એક માર્ગ સંન્યાસ છે એમ સમજાવવા પ્રયત્ન કર્યો; આથી એમનો તથા આખા કુટુંબનો ઉદ્ધાર થશે એમ સમજાવ્યું, છતાં એમની માતાનું હૃદય પણ હતું તો એક માતાનું જ. તેમની ઉત્તરાવસ્થા હતી, ક્યારે શરીર

પડે તે કહેવાય એમ નહોતું; તેવા સમયમાં કંઈ માતા પોતે પુત્ર હોવા છતાં પુત્રવિહોણી સ્થિતિમાં રહેવાની રાજી-ખુશીથી હા કહે ?' આ પ્રકારનાં ચિંતા તથા વિચારોમાં માતાપુત્રના દિવસો વહી જતા હતા.

એવામાં એક દિવસ નિત્યનિયમ મુજબ જ્યારે શ્રીશંકર આલોયા નદીમાં સ્નાન કરવા ઊતર્યા, ત્યારે એક મગરે આવી તેમનો પગ પકડ્યો; આથી શંકરે મદદ માટે મોટી બૂમ પાડી. એ જોઈ ત્યાં ઊભેલા સર્વ મનુષ્યોએ કોલાહલ કરી મૂક્યો; પરંતુ તેમાંના કોઈએ પણ મૃત્યુના મુખમાં જઈ પડવાની બીકથી પાણીમાં પડી શંકરને બચાવવાનું સાહસ ન કર્યું. આ કોલાહલ સાંભળી શંકરનાં માતા દોડતાં નદી-કિનારે આવી પહોંચ્યાં. એ સમયે મગર શંકરને ઊંડા જળમાં ખેંચી જતો હતો અને શંકર પોતાની માતાને બૂમ પાડી કહેતા હતા: 'આમાંથી બચવાનો માર્ગ જણાતો નથી. મરણ નજીક છે. આપણા ઇષ્ટદેવ શંકરને યાદ કરી, મને સંન્યાસ લેવાની પરવાનગી આપવાનો સંકલ્પ કરી જુઓ. કદાચ આમ કર્યાથી મગર મને છોડી દે. માતાજી જલદી કરો.' આમ આગ્રહ કર્યાથી તથા કદાચ પોતાનો સમર્થ પુત્ર કહે છે તે પ્રમાણે એ મગર-મુખમાંથી બચી પણ જાય એ આશાથી, તથા પુત્ર મરી જાય તે કરતાં સંન્યાસી થઈને પણ જીવે તો અહોભાગ્ય, એવી ભાવનાથી માતાજીએ શંકરને સંન્યાસ ગ્રહણ કરવાની રજા આપવાનો સંકલ્પ કર્યો અને આ પુત્ર-દુઃખથી અચેતન થઈ પૃથ્વી પર પડ્યાં. માતાજીની આજ્ઞા મળતાં શ્રીશંકરે મનમાં જ સંન્યસ્ત લેવાનો સંકલ્પ કર્યો. એ સંકલ્પ કરતાં જ આશ્ચર્યકારક ઘટના એ બની કે મગરે

શ્રીશંકરનો પગ છોડી દીધો.* મગરના મુખમાંથી છૂટા થતાં જ શ્રીશંકર નદીકિનારે આવી પહોંચ્યા; એટલામાં નદીકિનારે ઊભેલા લોકોની સહાય-સારવારથી માતાજીને પણ ચેતન પ્રાપ્ત થયું અને આજુબાજુ નજર ફેરવતાં શ્રીશંકરને સહીસલામત પાછો આવેલો, પોતાની પાસે બેઠેલો જોઈને શાંતિ અને આનંદ થયાં, તે વાચક સહેજે કલ્પી શકે.

આ પ્રસંગને કેટલાક માયિક તથા તર્કટી શ્રીશંકરે સંન્યસ્ત લેવા માટે આદરેલી યુક્તિરૂપે ઘટાવે છે; પરંતુ એમ કહેવું એ શ્રીશંકરને ભારે અન્યાય કરવા જેવું છે. એમની અપ્રતિમ શાસ્ત્રશ્રદ્ધાનુ પણ અપમાન કરવા જેવું છે. શ્રીશંકર જેવા વિદ્વાન શ્રદ્ધાશીલ ધર્મિષ્ઠ બાળકને મગરે પગથી પકડેલો જોતાં જ, એ જ વર્ષમાં જોશીએ ભવિષ્યકથન કરેલી આયુઃઘાતની સ્મૃતિ થાય તેની તથ્યતા હાથવેંતમાં જ ભાસે અને તે પોતાની સદ્ગતિ અર્થે મરણોન્મુખ સંન્યસ્ત લેવાનો સંકલ્પ કરવાનો વિચાર કરી પોતાની માતાને વીનવે અને એમની ભાવનાશીલ સ્નેહાળ માતા પોતાના પુત્રને મરણના મુખમાં સપડાયેલો જોઈ આખરે સંન્યસ્ત લેવાની પરવાનગી પોતાના વહાલસોયા પુત્રને બચાવવાના એક છેવટ-

* આ પ્રસંગ સામાન્ય લોકોને અતિશયોક્તિભર્યો, અસંભવિત લાગે કે કેવળ સંન્યસ્તના સંકલ્પથી મગર પોતાના મોંમાં આવેલો કોળિયો (ગ્રાસ) કેમ છોડી દે; પરંતુ હરિસ્મરણે ગજને નક્ર-મુખમાંથી છોડાવ્યો એ આપણે યાદ કરીએ અને શ્રી શારદાપીઠના એક શિષ્ય ચંદ્રશેખર નામના દંડી સ્વામીને છેલ્લી કક્ષાએ પહોંચેલો, ડોકટર-વૈદ્યોએ અસાધ્ય જાહેર કરેલો ક્ષય, કેવળ સંન્યાસ-ગ્રહણથી કાંઈ પણ ઔષધોપચાર વિના મટી ગયાનો અર્વાચીન કાળનો જીવંત દાખલો ધ્યાનમાં લઈએ, તો આપણને આ પ્રસંગમાં કાંઈ પણ અણઘટતું જણાશે નહિ.

ના પ્રયત્ન-પ્રયોગ તરીકે આપે, એમા કાઈ પણ અકુદરતી, અયોગ્ય કે વધારેપડતું જણાતુ નથી કે આપણે શ્રીશંકર જેવા અવતારને શિરે આ પ્રસગ તર્કટી ઊભો કરી યુક્તિ-પ્રપચનો દાવ એમના માતુશ્રી સાથે ખેલ્યા એવો આરોપ મૂકવાની અન્ય લેખકો જેવી ધૃષ્ટતા કરીએ !

શકરના માતાજીએ શ્રીશકરને મગરમુખમાથી બચેલો જોતા જે શાતિ તથા સુખની ઊર્મિઓ અનુભવેલી તે અલ્પ સમયમા જ શકરને એમણે સન્યસ્ત લેવા માટે આપેલી પરવાનગીની સ્મૃતિ થતા દુખમા ફેરવાઈ ગઈ. આહ ! મારી વૃદ્ધાવસ્થા તેમા આટલો એક જ પુત્ર, તેને પણ હવે છોડી દેવો પડશે ! અરે ! એણે નથી જોયુ પિતાનુ બહુ સુખ, નથી તો મારી પાસે કાઈ લાબો સમય સુખશાતિમા રહ્યો આ બાળકને અલ્પ વયમા સન્યસ્તધર્મના દુખ સહેવા પડશે, કઠણ નિયમોનુ પાલન કરવુ પડશે એવા એવા વિચારોથી એમનુ હૃદય વ્યથિત થઈ જતુ હતુ, પરતુ એનો કાઈ ઇલાજ ન હતો. સકલ્પ કરી તેના અનેક અર્થ કરી અનુકૂળ અર્થ ગ્રહણ કરી પ્રતિજ્ઞા ખોટી ઠરાવી મનોવ્યથામાથી મુક્ત થઈ આનદે રહી પરમાત્માને છેતરવાની કલ્પના સરખી પણ ન તો આ સ્નેહાળ શ્રદ્ધાળુ માતાના યા તો માતૃભક્ત શ્રીશકરના મનમા પણ આવી

પછી શ્રીશકરે જ્ઞાતિબધુઓને ભેગા કરી પોતાની સર્વ સપત્તિ દાન કરી દીધી અને પોતાની માતાના સરક્ષણનુ કાર્ય તેમને સોપ્યુ. સપત્તિપ્રાપ્તિથી ખુશ થઈ ગયેલા જ્ઞાતિબધુઓ પણ દુખી થતા શકરના માતાજીને સાત્વન દેવા લાગ્યા; પરતુ પુત્રવિયોગનુ એમનુ દુખ-કોઈ અનુભવી જાણે રે-શાત ન થયુ. શ્રીશકરને પણ એમણે ખૂબ સમજાવ્યા, ખૂબ કાલા

વાલા કર્યા પણ જ્યારે એની પણ કાંઈ અસર માતાજી પર ન જણાઈ ત્યારે એમણે નીચેની ત્રણ પ્રતિજ્ઞાઓ કરી :

(૧) આપના મૃત્યુસમયે હું આપનાં દર્શન કરીશ, (૨) હું આપને ભગવાનનાં દર્શન કરાવીશ અને (૩) હું પોતે આપનો અંત્યેષ્ટિસંસ્કાર કરીશ.

આ પ્રતિજ્ઞાઓ સાંભળી વૃદ્ધ માતાને કાંઈક ધીરજ આવી. હૃદય હળવું પડ્યું. વચન પાળવાનો કરેલો સંકલ્પ પૂર્ણ કરવાનો પવિત્ર ધર્મ સાંભર્યો અને અતિભારે હૈયે શંકરને ગૃહત્યાગ કરી સંન્યસ્ત લેવાની પરવાનગી આપી. રજા મળતાં જ આઠ વર્ષના બાળ શંકરે માતાજીને સાષ્ટાંગ પ્રણામ કરી માનવજીવનના પરમ પુરુષાર્થ માટે પ્રયાણ કર્યું.

## ૯ : સદ્ગુરુ–સમાગમ

વિરાજમાન હતા. શુકદેવની શિષ્યપરંપરામાં ગૌડપાદ નામના એક પ્રસિદ્ધ યોગેશ્વર થઈ ગયા, તેમના શિષ્ય આ ગોવિંદ યોગેશ્વર હતા, આ ગોવિંદ યોગેશ્વર માટે એક એવી કિંવદંતી પ્રવર્તતી હતી કે, કોઈક મહાન દેવકાર્ય કરવાનું છે અને તે દેવકાર્યની પરિપૂર્ણતા માટે આ મહાત્મા સમાધિ મગ્ન રહેતા હતા અને જ્યારે કોઈ એવો સમર્થ મહાન શિષ્ય આવશે કે જે નર્મદાના સમગ્ર જળને અગસ્ત્ય ઋષિ પેઠે એક ઘટમાં સમાવી શકશે અને આ યોગેશ્વરનું શિષ્યત્વ સ્વીકારશે, ત્યારે આ મહાત્માની સમાધિનો ભંગ થશે. યોગેશ્વરની ખ્યાતિ સર્વત્ર પ્રસરી હતી તેથી અનેક મુમુક્ષુઓ-સાધકો ત્યાં આવી ગુફાદ્વાર પાસે જ્ઞાનપ્રાપ્તિ માટે નિવાસ કરી રહ્યા હતા. તે સર્વે આતુર નેત્રે મહાત્માની સમાધિ ઊતરવાની-વ્યુત્થાન પામવાની રાહ જોઈ રહ્યા હતા.

બાળ બ્રહ્મચારી શંકરે પણ ગોવિંદ યોગેશ્વરનું નામ સાંભળ્યું, ત્યારથી જ એ યોગેશ્વરનાં દર્શન કરવાની તો પ્રબળ ઇચ્છા થયેલી. સંન્યાસાર્થે ગૃહત્યાગ કર્યા બાદ શ્રી ગોવિંદ યોગેશ્વરની યોગ્યતાની વધુ ને વધુ વિગતો જેમ જેમ કાન પર આવતી ગઈ; તેમ તેમ તેમનાં શ્રીયોગેશ્વર માટે માન-પૂજ્યભાવ એટલાં તો વધી ગયાં કે એમણે મનમાં ને મનમાં જ શ્રીગોવિંદપાદને પોતાના ગુરુરૂપે સ્વીકાર્યા અને કોઈ પણ ભોગે-દેહ ટકે યા પડે તોપણ-શ્રીગુરુદર્શન કરવા નિર્ધાર કર્યો.

ઠેઠ દક્ષિણમાં આવેલા કેરલ પ્રદેશથી ઉત્તરે નર્મદાતટે જવું એ તે વખતે કાંઈ સહેલ નહોતું; પણ જેણે કાર્ય કરવાનો દૃઢ નિશ્ચય જ કર્યો હોય તેને કાંઈ કઠિન લાગતું નથી. શ્રીયોગેશ્વરનાં દર્શન કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી શ્રીશંકરે

નર્મદાતટ પર લક્ષ્ય ચોટી ઉત્તર દિશામાં ચાલવા માંડ્યું. અનેક નદીઓ, પહાડો, નગરો અને જંગલોનો પ્રવાસ કરીને અનેક મનુષ્યોના વિરોધ તથા નિષેધ તથા વિઘ્નોમાંથી પસાર થઈ, કેટલાયે ઉજાગરા કરી, દિવસોના દિવસો ક્ષુધાતૃષા સહન કરી, ઘણા દિવસો પછી શંકર નર્મદાકિનારે શ્રી ગોવિંદપાદ યોગેશ્વરની ગુફા સન્મુખ આવી પહોંચ્યા. ગુરુની ભક્તિપૂર્વક પ્રથમ એમણે ગુફાની પ્રદક્ષિણા કરી ને તેમાં પ્રવેશ કર્યો. યોગેશ્વર સમાધિમાં હતા. શ્રીશંકર શ્રી યોગેશ્વરની સામે ઊભા રહ્યા અને બે હાથ જોડી ગદ્ગદ-કંઠે ભક્તિપૂર્વક સ્તુતિ[1] કરવા લાગ્યા. ગોવિંદપાદની સમાધિ એકદમ ઊતરી. શંકરને જોતાં જ તેમના આનંદનો પાર રહ્યો નહિ. કેટલા ઉત્સાહથી અને કેટલોયે શ્રમ વેઠી આ શંકર આવ્યો હતો ! એ સર્વ એમના લક્ષ્યમાં આવતાં વાર ન લાગી; એટલે એમને આજે આનંદ આનંદ થઈ રહ્યો. શ્રી-શંકર પણ શ્રી સદ્ગુરુ ગોવિંદપાદના પ્રેમમાં મુગ્ધ બની ગયા. એમની મનોકામના પાર પડી. સદ્ગુરુદેવનાં દર્શન થયાં; તરત જ એમણે શ્રી ગુરુદેવને સાષ્ટાંગ નમસ્કાર કરી પ્રેમપૂર્વક અનન્ય શરણાગતિ વ્યક્ત કરી. આ જોઈ ગુફા નજીક ઊભેલા અને રહેનારા યોગી મહાત્માઓ તો આશ્ચર્ય-ચકિત થઈ ગયા. દીર્ઘકાળના નિવાસથી જ પણ જે એ પ્રાપ્ત નહોતા કરી શક્યા તે આ એક બાળ બ્રહ્મચારીના આગમનથી તેમને હવે પ્રાપ્ત થશે એવી એમને આશા બંધાઈ; કારણ કે યોગીશ્વર હવે સમાધિમાંથી જાગ્રત થયા હતા અને તેથી હવે લાંબો કાળ એમના જ્ઞાનોપદેશથી વંચિત નહિ રહેવું પડે, એમ સર્વેએ ધાર્યું.

ગોવિંદપાદ યોગેશ્વર હતા; બાળમૂર્તિ બ્રહ્મચારી

શંકરનો અધિકાર જાણતાં એમને વાર ન લાગી. એમણે જોયું કે, શંકર નૈષ્ઠિક બ્રહ્મચારી છે; વેદ, તર્ક, ન્યાય વગેરે શાસ્ત્રોમાં કુશળ છે; ઈશ્વરમાં શ્રદ્ધા રાખવાવાળો, સદાચારી, વાસનારહિત, જ્ઞાનપ્રાપ્તિ માટે તલસી રહેલો વિરલ જીવાત્મા છે. ઉપરાંત પોતાના યોગબળથી તરત જ તેઓ ઓળખી ગયા કે જે સમર્થ મહાપુરુષ માટે હજારો વર્ષ થયાં તેઓ માનવદેહ ધારણ કરી રાહ જોયા કરતા હતા તે એ પોતે જ છે. શિષ્ય શંકરે પણ જોયુ કે, શાસ્ત્રમાં સદ્ગુરુનાં જે જે લક્ષણો આપેલાં છે તે સર્વથી આ યોગેશ્વર અલંકૃત છે. તે સર્વ લક્ષણો એમનામાં જોતાં જ શંકરે પોતાની જાતને કૃતકૃત્ય માની, પોતાનાં મન-પ્રાણ ગુરુદેવની સેવામાં અર્પણ કરવાનો નિશ્ચય કરી, આચારને અનુસરી શ્રીગુરુના ચરણની પૂજા કરી ઉપદેશ કરવા શ્રીગુરુને વિનંતી કરી. શ્રીગુરુએ એમને કહ્યું : 'હું યોગદૃષ્ટિએ જાણી શક્યો છું કે તમે સાક્ષાત્ શંકરના અવતારરૂપે પ્રકટ થયા છો; છતાં ગુરુ-શિષ્યોની પ્રણાલિકા ચાલુ કરવા જ તમે અત્રે આવ્યા છો. હું ગોવિંદનાથ મારા ગુરુ ગૌડપાદાચાર્ય અને તેમના ગુરુ છે શુકદેવજી.' પછી ગુરુશ્રીએ આચાર મુજબ ચારે વેદોના સારરૂપ નીચેનાં મહાવાક્યોનો ઉપદેશ કર્યો :

| | | |
|---|---|---|
| प्रज्ञानं ब्रह्म | જ્ઞાન બ્રહ્મ છે. | (ઋગ્વેદ) |
| अहं ब्रह्मास्मि | હું બ્રહ્મ છું. | (યજુર્વેદ) |
| तत्त्वमसि | તે બ્રહ્મ તું છે. | (સામવેદ) |
| अयमात्मा ब्रह्म | આ આત્મા બ્રહ્મ છે. | (અથર્વવેદ) |

શ્રીશંકરજી તો આ સર્વ જાણતા હતા. માત્ર પરંપરાના વિધિરૂપે ગુરુ-ઉપદેશ લઈ એમણે સંન્યાસ ગ્રહણ કર્યો. બાર વર્ષની ઉંમરે તેમણે પરમહંસ દીક્ષા લીધી અને શ્રી-

ગુરુ પાસે ગયા ગુરુદેવે પણ શિષ્ય ગ ણને આ ત્મવિદ્યાના પરોક્ષ જ્ઞાન તથા અપરોક્ષ અનુભવમા પારગત કરવામા કચાશ રાખી નહિ

વિરલ કોટીના મનુષ્યો સર્વથી જુદા પડી જ જાય છે સામાન્ય મનુષ્યો માર્ગમા વિઘ્ન નડતા કાર્ય મૂકી દે છે, જ્યારે ઉત્તમ મનુષ્યો તો વારવાર માર્ગમા વિઘ્નો હેરાન કરે છતા ઉપાડેલુ કાર્ય અપૂર્ણ મૂકતા નથી. વળી અધ્યાત્મમાર્ગે પ્રવર્તનાર શાસ્ત્રજ્ઞમા ઊડે ઊડે એવુ અભિમાન રહેલુ હોય છે કે તેઓ પોતાની જાતને અન્ય પુરુષને સોપી ગુરુપદે સ્થાપતા નથી નામદેવ જેવા મહાસમર્થ ભક્તને જ્યારે તેના ઉપાસ્ય દૈવત વિઠોબાએ ગુરુ કરવાની આજ્ઞા કરી, ત્યારે તેમણે પણ આશ્ચર્ય વિઠોબાને પૂછ્યુ 'પ્રભો, તમો સાક્ષાત્ મારી સાથે વાર્તાલાપ કરો છો, આપ કૃપાળુ છો, સ્મરણમાત્રથી સાક્ષાત્ દર્શન આપો છો, હવે મારે બીજું શુ જોઈએ કે વળી આપ મને ગુરુ કરવાનુ કહો છો?' એ પ્રકારે એમણે શ્રી વિઠોબાની બહુયે સ્તુતિ-કાલાવાલા કરી પણ વિઠોબા એકના બે ના થયા એમણે તો આજ્ઞા કરી જ અને નામદેવ પણ વિઠોબાના અનન્ય ભક્ત હતા એમની એક એક આજ્ઞા શિરસાવદ્ય ગણી તે તનમનધનથી પાળતા તે હાલના શિષ્યો જેવા નહોતા કે ગુરુની જે આજ્ઞા પોતાની રુચિને અનુકળ હોય તેટલી જ માને અને પ્રતિકળ આજ્ઞાનો અનાદર કરે ઉપાસ્ય દૈવત પ્રત્યેની આ શરણાગતિ આજ્ઞા માન્ય કર્યાથી એમને સાક્ષાત્કાર થયો 'એક પરણ બ્રહ્મ જગમાહિ'નો પ્રત્યક્ષ અનુભવ થયો શ્રીશકરને તો લેશમાત્ર અભિમાન હતુ જ નહિ, એટલે જરૂર જણાયે ગુરુ કરવામા એમને તો કાઈ વાધો હોય જ નહિ એ વાત સત્ય છે, પરતુ

સામાન્ય સાધકવર્ગ જો તે સમયના શ્રીશંકરની સ્થિતિમાં પોતાને મૂકે તો જરૂર તેમને શ્રીશંકરની સત્યપ્રાપ્તિની સાચી તમન્નાની ખાતરી થશે. સામાન્ય પ્રગતિ પ્રાપ્ત થતાં જે સિદ્ધિઓ શ્રીશંકરને આટલી બાલ્યવયમાં વરી હતી, જેનાં દૃષ્ટાંતો આપણે ઉપર દરિદ્રી બ્રાહ્મણીને શ્રીમંતાઈની પ્રાપ્તિ, આલોયાઈ નદીનું સ્થાનાંતર તથા મહારાજાને આશીર્વચનબળથી પુત્રપ્રાપ્તિ થઈ હતી તે હેવાલો પરથી જોઈ ગયા છીએ. તે સિદ્ધિઓ જો કોઈને પ્રાપ્ત થાય તો તે તો સામાન્ય રીતે એમ જ સમજે કે હવે તેને સિદ્ધપદ પ્રાપ્ત થયું છે અને આચાર્ય કરવાના તો બાજુએ રહ્યા, પરંતુ પોતે જ આચાર્ય બની મોક્ષ-દુકાન ખોલે છે! આવા લોભ કે લાલચમાં આ બાળ શંકર ન ફસાયા. એમણે જોયું કે આ બધું સાત્ત્વિક વૃત્તિબળે પૂર્વાર્જિત સત્કર્મયોગે બને છે, પણ 'જ્યાં લગી આતમતત્ત્વ ચીન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ' કાચી છે: માટે સદ્ગુરુની સેવા કરી તેમની પાસેથી અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના જન્મ સાર્થક થશે નહિ.

શ્રીશંકરના આ વાસ્તવ્ય દરમ્યાન એક સમયે વર્ષાઋતુમાં ભારે વરસાદ થયો. દિવસો સુધી અહોરાત્ર વર્ષાધારા ચાલુ રહી, તેથી નર્મદા નદીમાં જળ વધી ગયું. મહાભયંકર રેલ આવી, નદીના પ્રવાહે ઉગ્ર રૂપ ધારણ કરી તેના સપાટામાં જે આવે તેનો નાશ કરવા માંડ્યો. તેના માર્ગમાં આ ગુફા હતી. પાણી ઘુઘવાટા કરતું ગુફાના મુખની નજીક આવતાં સર્વ ગભરાયા. યોગીરાજ આ સમયે સમાધિમાં હતા, શું કરવું તે કોઈ સમજી શક્યા નહિ. ગુરુશ્રીને એમ ને એમ ઊંચકી લઈ અન્ય સ્થળે લઈ જવાનો નિર્ધાર સર્વેએ કર્યો; બાળ બ્રહ્મચારી શંકર કહે: 'જરા થોભો. હું એક પ્રયોગ કરું

છું.' એમ કહી નદીના પ્રવાહ આગળ પોતાનું કમંડળ મૂકી પ્રાર્થના કરી, જેને પરિણામે નદીના પ્રવાહનું સર્વ જળ તે કમંડળ વિષે સમાઈ જવા લાગ્યું, એમાંથી એક બિંદુજળ પણ બહાર નહોતું નીકળતું અને કમંડળથી આગળ વધ્યું નહિ. આ જોઈ બધા આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યા, ધન્ય છે આ અગસ્ત્યના દ્વિતીય અવતારને ! પછી ગુરુશ્રી સમાધિમાંથી ઊઠ્યા ત્યારે બધાએ આ વૃત્તાંત કહ્યો. આ સાંભળી ગુરુશ્રી અતિ પ્રસન્ન થયા.

જે અસાધારણ બુદ્ધિ, સ્મરણશક્તિ તથા સામર્થ્યની પ્રતીતિ સહાધ્યાયીઓને વેદાભ્યાસ સમયે કરાવી હતી તેવી જ આશ્ચર્યકારક શક્તિ આત્મસાક્ષાત્કાર માટે શ્રીગુરુ જે જે સાધનો કહેતા તેના સંપૂર્ણ અને અચૂક અનુષ્ઠાનથી અત્રે પણ દેખાઈ આવી. નિર્વિકલ્પ સમાધિનાં અતિ કઠિન પગથિયાં એક પછી એક સાધ્ય કરી એમણે તે સમાધિસ્થિતિ પ્રાપ્ત કરી. જેમનુ મન પ્રથમથી જ કોઈ પણ વિષયમાં સંલગ્ન નહિ, જેમનુ મન પ્રથમથી જ મૃત્યુ પામેલું હતું તેમને ગુરુઆજ્ઞાનુસાર ચિત્તવૃત્તિનો નિરોધ કરી આત્મસાક્ષાત્કાર કરતાં યા બ્રહ્માનંદમાં નિમગ્ન થતાં શી વાર ? પોતાના શિષ્ય શંકરની આ નિર્વિકલ્પ સમાધિ–સ્થિતિ તથા પૂર્ણ જ્ઞાનપ્રાપ્તિ જોઈ ગુરુશ્રીના આનંદની સીમા ન રહી. હજારો વર્ષનું સંગ્રહી રાખેલું એમનું નિર્વિકલ્પ સમાધિરૂપ રત્ન આજે યોગ્ય શિષ્યને હસ્તગત કરી એમણે ઋણમુક્ત થયાનો આનંદ અનુભવ્યો. પછી જે દેવકૃત્ય માટે શંકરનો જન્મ થયો હતો, તે કાર્યમાં પ્રવૃત્ત કરવા તરફ એમણે લક્ષ દોર્યું. એમણે શ્રીશંકરને કહ્યું :

'હે વત્સ ! દ્વાપરયુગના અંતમાં બ્રહ્મવિદ્યાનો લોપ

થવાથી મહર્ષિ બાદરાયણ વ્યાસે તપશ્ચર્યા કરી વેદાધ્યયન કર્યું અને તે વેદના સંક્ષિપ્ત રહસ્યરૂપે 'બ્રહ્મસૂત્ર' લખી શિષ્યોને તે બ્રહ્મવિદ્યા શીખવી હતી. ગુરુપરંપરાગત એ ગુપ્ત રહસ્યરૂપ તેજ બ્રહ્મવિદ્યા મેં પ્રાપ્ત કરી છે. વેદના ઉદ્ધાર માટે તારો જન્મ હોવાથી એ વિદ્યાનું તને દાન કરવાની મને મારા ગુરુદેવની આજ્ઞા હતી;.તેથી હજારો વર્ષથી તારી વાટ જોતો હું આ ગુફામાં સમાધિમગ્ન બેઠો હતો. હવે તને તે સર્વ વિદ્યા મેં બતાવી છે, તને તે પ્રાપ્ત થઈ છે, હસ્તગત થઈ છે, તો હવે તું વ્યાસદેવના અભિપ્રાય પ્રમાણે વેદના ગૂઢ–રહસ્ય–અર્થવાળા એક ભાષ્યની રચના કર અને યોગ્ય અધિકારી શિષ્યોને તે શીખવી વેદ વિરુદ્ધ મતનો નાશ કર. તારા જીવનનો ઉદ્દેશ પાર પાડ.' એમ કહી પોતાના શિષ્યોના શિક્ષણનો ભાર શ્રીશંકરને સોંપ્યો અને પવિત્ર વારાણસી–કાશીનગરીમાં જઈ આ કાર્યનો આરંભ કરવાનો આદેશ આપી પોતે મહાસમાધિમાં નિમગ્ન થયા.

## ૧૦ : નિર્ગુણ તથા સગુણ બ્રહ્મનો અનુભવ

मंत्रमूलं गुरोर्वाक्यं। દરેક મંત્રનું મૂળ ગુરુનું વાક્ય છે. ગુરુ-આજ્ઞાનું પાલન, એ જ જીવનનું સૂત્ર છે, જીવનનો મહામંત્ર છે.

'લાખો કરોડોમાંના માત્ર એકાદ જ માણસને પ્રભુ પોતાના કામ માટે યોજે છે, તૈયાર કરે છે.'

('મુસ્લિમ મહાત્મા' પૃ. ૫૦૩)

વેદશાસ્ત્રસંપન્ન શ્રીશંકર ગુરુઆજ્ઞાની મહત્તા સમજતા હતા. ગુરુઆજ્ઞા એ જ સર્વ વેદોના સારરૂપ ઉપાસનામંત્ર છે. તેનું અચૂક પાલન કરવામાં શિષ્યનું શ્રેય છે. પ્રમાદથી, આજ્ઞા-ભંગથી પાપ અને પોતાની અધોગતિ છે એ સત્યો એ

બાળપણથી જ એટલાં તો સંપૂર્ણપણે જાણતા હતા કે એમણે વિના વિલંબે ગુરુઆજ્ઞાનું પાલન યોગીવર્યના શિષ્યોને–પોતાના ગુરુબંધુઓને સાથે લઈ પવિત્ર વારાણસી નગરીમાં આવીને કર્યું. સંન્યાસીનાં નિત્યકર્મથી પરવારી આ બાળ પરમહંસને જ્યારે એનાથી વય તેમ જ વ્યાવહારિક જ્ઞાનમાં મોટા વૃદ્ધ પુરુષોથી વીંટળાયેલો, વેદાંતનાં ગૂઢ રહસ્યોનું વ્યાખ્યાન કરતો જોવામાં આવ્યો, ત્યારે કાશીપુરીના સર્વ લોકો આશ્ચર્યચકિત થઈ ગયા. એમના મનમાં આ બાળક માટે અતિ આદર તથા પૂજ્યભાવ ઉત્પન્ન થયાં અને આ વાત પ્રસરતાં વાર ન લાગવાથી બાળ પરમહંસ શ્રીશંકરનાં દર્શને લોકોનાં ટોળેટોળાં આવવા લાગ્યાં.

આ સમયે શ્રીશંકરે નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ પર ભાર મૂક્યો અને તે નિર્વિકલ્પ સમાધિ યોગ વડે પ્રાપ્ત કરી શકાય છે, એ સત્યનો સર્વત્ર પ્રચાર કર્યો.

એ કહેતા :

જાગીને જોઉં તો જગત દીસે નહિ,  
ઊંઘમાં અટપટા ભાસ ભાસે;  
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે,  
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.  
વેદ તો એમ વદે શ્રુતિસ્મૃતિ સાખ દે,  
કનકકુંડલ વિષે ભેદ ન્હોયે,  
ઘાટ ઘડચા પછી નામરૂપ જૂજવાં;  
અંતે તો હેમનું હેમ હોયે.

મુમુક્ષુને પોતાના આત્મસ્વરૂપની ભાવના આ પ્રકારે કરવા કહેતા. 'હું સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણથી રહિત છું; હું શરીર, ઇંદ્રિયો, પ્રાણ અને અંતઃકરણની ક્રિયાથી રહિત છું; ત્રણે કાળમાં રહેનારો છું; સર્વ પ્રકારના

વિકલ્પથી રહિત છું; અવિદ્યારૂપ મળથી રહિત છું; કામક્રોધાદિ વિકારોથી રહિત છું; આકારરહિત છું; પરમ પવિત્ર છું; હું આકાશની પેઠે સર્વ પ્રાણી–પદાર્થોની અંતર અને બહાર વ્યાપી રહ્યો છું; અવિનાશી છું; સર્વદા સર્વ પ્રાણી–પદાર્થમાં એકરૂપે રહેલો છું; સર્વ પ્રકારના દોષોથી રહિત છું; સંગથી રહિત છું; અવિદ્યા અને તેનાં કાર્યોરૂપ મળોથી રહિત છું અને સુસ્થિર છું. નિત્યશુદ્ધ, નિત્યવિમુક્ત એક અખંડાનંદ, અદ્વિતીય, ત્રિકાલાબાધ્ય, જ્ઞાતસ્વરૂપ તથા દેશકાળ અને વસ્તુના પરિચ્છેદથી રહિત જે પરબ્રહ્મ છે તે જ પરબ્રહ્મ હું છું. બ્રહ્મના સ્વરૂપમાં અને મારા સ્વરૂપમાં કાંઈ ભેદ નથી.+ શ્રીશંકરમાં આ ભાવના એટલી બધી આ સમયે દૃઢ થઈ કે આ નિર્વિકલ્પ સમાધિ મોક્ષ વિના બીજાં ભક્તિ–ઉપાસના વગેરે ઉપર એમનું બિલકુલ લક્ષ જતું જ નહિ. જગતકલ્યાણની ભાવના જરૂર ક્વચિત્ એમના પરમ ઉદાર હૃદયમાં ઉછાળા મારતી-ઉદ્ભવતી, પણ તે તો પરમાર્થદૃષ્ટિએ અસત્ વિષયની ભાવનાના વૈરાગ્ય હેઠળ દબાઈ ભુસાઈ જતી. ગુરુઆજ્ઞા શિષ્યોને ઉપદેશ આપવાની હતી તે તો એ ગુરુઆજ્ઞાભંગને મહાન પાતક ગણતા તેથી પાળતા; પરંતુ તે પણ યંત્રવત્ કરતા. એટલી બધી જગતના અને માયિક પદાર્થો પ્રત્યેની મિથ્યાત્વની

---

+ निर्गुणो निष्क्रियो नित्यो निर्विकल्पो निरंजनः ।
निर्विकारो निराकारो नित्यमुक्तोऽस्मि निर्मलः ॥ ३४ ॥
अहमाकाशवत्सर्वं बहिरंतर्गतोऽच्युतः ।
सदा सर्वसमो सिद्धो निःसंगो निर्मलोऽचलः ॥ ३५ ॥
नित्यशुद्धविमुक्तैकमखंडानन्दमद्वयम् ।
सत्यं ज्ञानमनन्तं यत्परं ब्रह्माहमेव तत् ॥ ३६ ॥

(આત્મબોધ–આચાર્યકૃત)

ભાવના એમની પ્રબળ બની હતી, ત્યારે કહેવાય છે કે જગ કલ્યાણનો પ્રબળ આગ્રહ શંકરના હૃદયમાં જાગૃત કરવા શ્રીજગન્માતા કાશીશ્વરી અન્નપૂર્ણાએ એક વિચિત્ર યુક્તિ દ્વારા તેમને શક્તિતત્ત્વ–સગુણ બ્રહ્મતત્ત્વ સમજાવી દીધું

એક દિવસ શ્રીશંકર ગંગાસ્નાન કરવા જતા હતા, તે વખતે તેમણે જોયુ કે, એક યુવતી પોતાના મૃત્યુ પામેલા સ્વામીને માર્ગની વચ્ચોવચ્ચ મૂકી બેઠી છે. તેનો સંસ્કાર કરવા ત્યાંથી જનાર–આવનાર મનુષ્યોને પ્રાર્થના કરી રહી છે. લોકોને જવાઆવવાની બહુ અડચણ પડતી હતી, આ જોઈ શંકરે યુવતીને કહ્યું 'તમારા પતિનુ મૃત્યુ પામેલુ શરીર એક બાજુએ ખસેડો ને!' યુવતી 'ભાઈ, આ શબને જ તમે તેમ કરવા કહો ને?' શ્રીશંકર 'એ શબમાં–મૃત દેહમાં હાલવાની શક્તિ છે કે? તમે જ તેને દૂર ખસેડો.'

યુવતી: 'શુ શક્તિ ન હોય તો જરા પણ હાલી શકાય ખરું?' (કહેવાનો એ અર્થ હતો કે સંસૃતિ–અન્ય શરીર ધારણ થઈ શકે ખરુ ?) શંકર 'આ કેવી અસંભવિત વાત કહો છો?'

યુવતી: 'અસંભવિત કેમ ભાઈ? આદ્યિઅંતરહિત પ્રકૃતિ જડ છે, ચૈતન્યહીન છે–શક્તિહીન છે, છતાં હાલી શકે છે ને, તો પછી આ શબદેહ કેમ હાલીચાલી શકે નહિ? હવેથી ધ્યાન રાખજો હે ભાઈ, જડચેતન સર્વમાં આ શક્તિ તત્ત્વ છે. આ શક્તિતત્ત્વ સર્વવ્યાપી છે.'

આ સાંભળી શ્રીશંકર વિચારમગ્ન થયા–ચમકી ઊઠ્યા. જે સગુણ બ્રહ્મના વિષય પર નિર્ગુણ બ્રહ્મની બળવત્તર ભાવનાને લીધે દુર્લક્ષ કરેલુ, અનુભવ વગરના જ્ઞાનને શાસ્ત્રોનાં પ્રમાણ હોવા છતાં ન માનેલુ, કેવળ પ્રત્યક્ષ પર જ આધાર રાખેલો તેણે વિચારતંદ્રામાંથી જાગૃત થઈ આમતેમ જોયુ તો

ત્યાં ન મળે યુવતી કે ન મળે તેના મૃત પતિનું શબ! આથી શ્રી-શંકરનાં નેત્ર પરનો પડદો ખસી ગયો. એમને ભાન થયું કે જે નિર્ગુણ બ્રહ્મના લય-લેહમાં સગુણ બ્રહ્મની એમણે અવગણના કરી હતી તે જ નિર્ગુણ બ્રહ્મ વિરાટ સ્વરૂપે આ જગતમાં સર્વત્ર સગુણમય બની વિરાજી રહ્યું છે. આ અખિલ બ્રહ્માંડ એ જ તેનો દેહ છે. તે બ્રહ્મ જ લીલારૂપે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયનું કાર્ય કરી રહ્યું છે. જેને જગત દેખાય છે તેણે તો એ સ્વીકારવું જ જોઈએ અને સમજવું જોઈએ કે, જળમાં, સ્થળમાં અને પવનમાં તે જ બ્રહ્મની શક્તિ અને તેનું જ કાર્ય પ્રકટ થઈ રહ્યું છે. આ વિચારથી શંકરનું પવિત્ર હૃદય ભક્તિ-સુધા-સમુદ્રમાં જાણે ડૂબકી મારવા લાગ્યું. આનંદનો ઉદ્રેક અનુભવવા લાગ્યું. શરીરે રોમાંચ થયાં, શરીર કંપાયમાન થયું, વાણી ગદ્‌ગદ બની નેત્રોમાંથી અશ્રુ વહેવા માંડ્યાં અને મુખવાટે 'મા' 'મા'નો ચિત્કાર થવા લાગ્યો. આ રીતે શ્રીશંકરને મહામાયાની કૃપાથી સગુણ સાકાર બ્રહ્મનો પણ સાક્ષાત્કાર થયો અને નિર્વિકલ્પ સમાધિ દ્વારા શ્રી ગોવિંદપાદની કૃપાથી નિરાકાર નિર્ગુણ બ્રહ્મનો તો અનુભવ આવ્યો હતો જ.

આ ઉપરથી આપણે એમ માનીએ કે, હવે શંકરને નિર્ગુણ-સગુણ ઉભય બ્રહ્મનો અનુભવ આવ્યો; એટલે શંકરે પરિપૂર્ણ દશા પ્રાપ્ત કરી અને સામાન્ય રીતે સાધક પણ એમ માને, પરંતુ જેમની પાસે મહત્ત્વનાં કાર્ય કરાવવાનાં હોય છે તેમના અનુગ્રહાર્થે પ્રભુ તેમને વિવિધ પ્રકારના અનુભવો આપી તેમની જ્ઞાનજ્યોત હમેશ જાગ્રત રાખે છે. એ સત્યનો અનુભવ આ સમયે શ્રીશંકરને આવ્યો.

એક દિવસ શ્રીશંકરે પોતાના શિષ્યો સાથે ગંગા-

કિનારે જવાના માર્ગમાં એક ચાંડાલને દીઠો. આ ચાંડાલ ચાર કૂતરાં લઈને દારૂ પી તેના કેફમાં રસ્તામાં લથડિયાં ખાતો આવતો હતો. કૂતરાં અને ચાંડાલને સ્પર્શ થઈ જવાની ધાસ્તીથી શ્રીશંકરે ચાંડાલને કહ્યું : 'રસ્તાની એક બાજુએ ચાલો, મારા જવાના માર્ગથી દૂર રહો.' ચાંડાલે એમના કહેવા તરફ લક્ષ આપ્યું નહિ, જેમ માર્ગની મધ્યમાં ચાલતો હતો તેમ ચાલતાં ચાલતાં કહ્યું : 'કોણ કોને સ્પર્શ કરે છે? સર્વત્ર એક જ વસ્તુ છે. બીજું છે શું? કોના સ્પર્શથી તમો ભય પામી સંકડાઈ એક બાજુથી જાઓ છો? આત્મા તો કોઈને સ્પર્શ કરતો નથી, એ આત્મા તો તમારામાં છે તે મારામાં છે, ત્યારે તમો કોને દૂર જવાનું કહો છો? મારા દેહને કે મારા આત્માને?' ત્યાર બાદ વળી કેટલાક જ્ઞાન-પ્રશ્નોત્તર થયા, જે પરથી વિચક્ષણ શ્રીશંકર સમજી ગયા કે આ ચાંડાલ નથી, પરંતુ કોઈ મહાત્મા જ્ઞાની છે. આ ઉપરથી શ્રીશંકરે કહ્યું : 'આપ તો ચાંડાલ નથી.* કોઈ મહાન જ્ઞાની છો. ગુરુજી અમારી પરીક્ષા લેવા પધાર્યા છો અને નમન

---

* આ પ્રસંગની સ્મૃતિ નીચેના મનીષાપંચકના બે શ્લોકથી થયા વિના રહેતી નથી.

जाग्रत्स्वप्नसुषुप्तिषु स्फुटतरा या संविज्जृम्भते
या ब्रह्मादिपिपीलिकान्ततनुषु प्रोता जगत्साक्षिणी ।
सैवाहं न च दृश्यवस्त्विति दृढप्रज्ञापि यस्यास्ति चेत्
चांडालोऽस्तु स तु द्विजोऽस्तु गुरुरित्येषा मनीषा मम ॥ १ ॥
ब्रह्मैवाहमिदं जगच्च सकलं चिन्मात्रविस्तारितं
सर्वं चैतदविद्यया त्रिगुणयाऽशेषं मया कल्पितम् ।
इत्थं यस्य दृढा मतिः सुखतरे नित्ये परे निर्मले
चांडालोऽस्तु स तु द्विजोऽस्तु गुरुरित्येषा मनीषा मम ॥ २ ॥

(શંકરાચાર્ય-મનીષાપંચક)

કરવા શિર ઝુકાવ્યું ત્યાં તો કહે છે કે, ચાંડાલને બદલે શ્રીશંકરને શ્રીકાશીવિશ્વનાથનાં પ્રત્યક્ષ દર્શન થયાં. ચાંડાલ અદૃશ્ય થયો અને તેની જગ્યા પર ચાર વેદો સહિત શ્રીકાશીવિશ્વનાથની પ્રસન્ન મુદ્રા જોઈ શ્રીશંકર અતિ પ્રસન્ન થયા. શ્રીશંકરને હવે સમગ્ર જગત સદાશિવ વિશ્વનાથરૂપે દેખાયું. એ વિશ્વદર્શનના આનંદનો ઊભરો શમી ગયો. શ્રીશંકર જરા શાંત થયા એટલે શ્રીવિશ્વનાથ શ્રીશંકરને આશિષ આપી 'ભાષ્ય' લખવાની આજ્ઞા આપીને અંતર્ધાન થઈ ગયા.×

## ૧૧ : દિવ્ય અવતારકાર્યનાં મંડાણ

**પદ–ગઝલ**

મેરા કછુ નાહીં પ્રભુ, તેરી પ્રભુનાઈ હૈ. (ધ્રુવ)
તુને હિ તો વિશ્વ રચા, તૂં હિ વિશ્વરૂપ હુવા,
તેરા...હિ તમારા સારા, તૂં હિ તમારાઈ હૈ. ૧
હરિહર બ્રહ્મા તૂં હિ, દયાઘન દેવ તૂંહિ,
યુગાનુયુગી, આતમ મેરા, તેરી ખોજ પાઈ હૈ ૨

શ્રીશંકરને નિર્વિકલ્પ સમાધિથી થયેલા નિષ્ક્રિય નિરાકાર બ્રહ્મના જ્ઞાનમાં જગન્માતાએ તથા શ્રીકાશીવિશ્વેશ્વરે સાકાર, ઉત્પત્તિ–સ્થિતિ–લયના વિકારરૂપે ભાસતાં વિશ્વ–બ્રહ્મ સગુણબ્રહ્મનો એવો તો સુંદર સુમેળ સાધી આપ્યો કે, હવે શ્રીશંકરના મનમાંથી જગત પ્રત્યેનો વૈરાગ્ય જનતા–જનાર્દનની સેવાના રૂપમાં આવિર્ભૂત થયો. ઉપરના પદમાં વર્ણવ્યા મુજબ તેમણે અનુભવ્યું. હવે પોતે પોતાની જાતને ઈશ્વરરૂપી

× 'પેગમ્બર હજરત મહમદ(સ. આ. સ)નું કાંઈ મૃત્યુ થયું નથી. આજે તેમને જોનારાઓની સામેથી આંખજ ખસાઈ ગઈ છે.'
('મુસ્લિમ મહાત્મા' પૃ. ૫૦૩)

યંત્રી યા સૂત્રધારના યંત્ર યા નટ તરીકે નિમિત્તરૂપ છે એમ સમજી ગયા અને એ ભાવનાથી એમણે હવે એમનું દિવ્ય કાર્ય ઉત્સાહ તથા પ્રેમપૂર્વક શરૂ કર્યું.

ગુરુદેવ તથા શ્રીકાશીવિશ્વેશ્વરની આજ્ઞાનુસાર હવે શ્રીશંકરે ભાષ્ય લખવાનો સંકલ્પ કર્યો; પરંતુ કાશીક્ષેત્રના ભાવિક ભક્તોની શ્રીશંકરનાં દર્શન માટેની એટલી તો અવર-જવર વધી પડી હતી કે, એ મહાન કાર્ય માટે જરૂરી શાંતિ ત્યાં પ્રાપ્ત થતી નહોતી; આથી શ્રીશંકર પોતાના શિષ્યો સહિત બદરિકાશ્રમમાં પધાર્યા. આ સમયે તેમનું વય બાર વર્ષનું હતું. તે સમયે બદરિકાશ્રમની પવિત્ર શાંતિમાં શ્રીશંકરે બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચ્યું. તેમ જ ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય તથા બૃહદારણ્યક ઉપનિષદો ઉપર પણ ભાષ્યો લખ્યાં. વળી શ્રીમદ્ભગવદ્ગીતા ઉપર, મહાભારતમાંના વિષ્ણુસહસ્રનામ તથા સનત્સુજાતીય ઉપર પણ ભાષ્યો રચ્યાં. ઉપરાંત ઉપદેશસાહસ્રી આદિ ગ્રંથો અને સાધનપંચકાદિ અનેક વેદાંતસ્તોત્રો તથા ભક્તિસ્તોત્રો પણ રચ્યાં. ત્યાર બાદ તેઓ કાશી પધાર્યા.

શ્રીશંકરના કાશીમાં પધાર્યાના સમાચાર પ્રસરતાં ફરી જનસમાજની ભીડ થવા લાગી. ભાવિક ભક્તોની દર્શન માટે અને વિદ્વાન સમાજની, ન્યાય, તર્ક, વેદાંત વગેરે વિષયોની ચર્ચા માટે તથા મુમુક્ષુઓની, જ્ઞાનપ્રાપ્તિ માટે ભીડ થવા લાગી. શ્રીશંકરે પોતાનાં ભાષ્યો હવે પોતાના શિષ્યોને શીખવ્યાં હતાં; તેથી આ કાર્યમાં હવે તેઓ પણ મદદ કરતા હતા. નાસ્તિક ધર્મનું ખંડન, વેદને નામે ચાલતાં પાખંડોની પોકળતાનો ઘટસ્ફોટ, વેદ–વેદાંતના જ્ઞાનનો પ્રચાર વગેરે હવે પૂરજોશમાં ચાલ્યાં. અનેક વિદ્વાનોએ, ધર્માચાર્યોએ

અને લોકોએ આ વેદાંતના સિદ્ધાંતો ખંડનમંડન પદ્ધતિએ સાંભળી-સમજી તેને પોતાના સિદ્ધાંતોને તથા ધર્મને બદલે ગ્રહણ કર્યા. અનેકો આ સંપ્રદાયમાં આવ્યા અને અનેક મનુષ્યોએ આ સોળ વર્ષના શ્રીશંકરનું શિષ્યત્વ સ્વીકાર્યું. બ્રહ્મસૂત્ર, ઉપનિષદો તથા શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર ભાષ્ય લખનાર પ્રથમ શ્રીશંકર જ હતા; આથી એમની ખ્યાતિ વિદ્વાનોમાં ઘણી વધી અને ધર્મના આ મુખ્ય ગ્રંથો જેને વિદ્વાનો પ્રસ્થાનત્રયી નામથી ઓળખે છે, તે ગ્રંથો પર સરળ ભાષામાં જ્ઞાનવાદની શ્રેષ્ઠતા બતાવનારાં ભાષ્યો રચ્યાં. અને આપણા ધર્મના એ મહાન ગ્રંથોનો તો કેવળ એક જ સુર છે કે, પરિવર્તન પામતા-હેરફેર થયા કરતા આપણા આ જગતની પાછળ અચળ-અમર જે તત્ત્વ છે તે જ વાસ્તવિક છે અને તે સર્વત્ર છે. તે સિવાય આ જગતમાં પરમાર્થદૃષ્ટિએ કાંઈ જ નથી, તે જ પરમ તત્ત્વનું-' જૂજવે રૂપ અનંત ભાસે ' આ સિદ્ધાંતનું પ્રતિપાદન એમણે આ ભાષ્યોમાં એવી ભાષામાં અને પ્રમાણપુરઃસર કર્યું કે, મહાન મહાન પંડિતો પણ એમાં દોષ બતાવી શક્યા નહિ; આથી એ સાક્ષરવર્ગ તથા આમ જનતા હવે તેમને શ્રીશંકરાચાર્યના નામથી સંબોધતાં-ઓળખતાં થયાં. જેમ સાંપ્રતકાળમાં રાષ્ટ્રભક્તોની સેવાના પ્રકારને અનુસરી લોકોએ એકને ' લોકમાન્ય, ' બીજાને ' સરદાર ' અને ગાંધીજીને ' મહાત્મા ' નાં નામ-ઇલકાબથી નવાજ્યા તેમ. આનું આડકતરું પરિણામ એ પણ આવ્યું કે આચાર્ય પછી જે જે સંપ્રદાયના આચાર્યો થયા તેમને પણ આ પ્રસ્થાનત્રયી પર ભાષ્ય લખી પોતાનો મત પ્રતિપાદન કરવાની જરૂર જણાઈ અને લોકો તો એમ જ સમજવા લાગ્યા કે જેનામાં આ મહાન ગ્રંથો પર ભાષ્ય રચવાની

શક્તિ હોય અને જે આ ભાષ્યો રચે તે જ આચાર્ય કહેવાય, બીજા નહિ. રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, નિંબાર્કાચાર્ય વગેરે આચાર્યોએ એ માન્યતાને અનુસરી પોતપોતાના મતોના પ્રતિપાદનાર્થે જે જે ભાષ્યો આ મહાન ગ્રંથો પર રચ્યાં તે શ્રીશંકરાચાર્યનાં ભાષ્યો બાદ જ રચ્યાં અને જ્યાં જ્યાં પોતાના મતની સમાનતા શ્રીશંકરાચાર્ય સાથે છે ત્યાં ત્યાં તેમના ગ્રંથો પરથી જરૂરી સૂચન લઈને જ રચ્યાં.

આ અરસામાં એક નવજુવાન બ્રાહ્મણનો છોકરો આચાર્યશ્રીનાં દર્શને આવ્યો. વૈરાગ્ય, નમ્રતા, વિવેક અને સદ્‌ગુણોનાં ચિહ્નો એની મુખાકૃતિ પર રેખાંકિત થયેલાં જણાતાં હતાં. યુવકે આવતાંવેંત જ આચાર્યશ્રીના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા. તેને આચાર્યશ્રીએ પ્રેમપૂર્વક યથોચિત પ્રશ્ન કર્યો: 'તું કોણ છે? ક્યાંનો રહેવાસી છે?' યુવકે ઉત્તર આપ્યો: 'હું બ્રાહ્મણ છું. ચૌલદેશમાં કાવેરી નદીને કિનારે મારું ઘર છે. હજી મારું લગ્ન થયું નથી અને હું લગ્ન કરી સંસારમાં પડવા માગતો નથી. મને બીક લાગે છે કે, રખેને સંસારસાગરમાં ડૂબી મરાય! આથી આ સંસારસાગર પાર ઊતરવા માટે અનેક સંતસાધુઓનાં દર્શન કરતો કરતો આપની સમક્ષ આપનાં દર્શન કરી કૃતકૃત્ય થવાની આશાએ આવ્યો છું. આપની કૃપાદૃષ્ટિથી મને લાગે છે કે, હું આ ભવસાગર તરી જઈશ.' યુવકના ઉત્તરથી આચાર્યશ્રી ઘણા પ્રસન્ન થયા. તેની સાથે ત્યાર બાદ વખતોવખત વાતચીત કરી એનાં વિકાસ, સ્વભાવ વગેરેની પરીક્ષા કરી લીધી, જેને પરિણામે તેમને જણાયું કે, યુવક વિદ્વાન છે તથા પૂર્ણ વૈરાગ્યશીલ છે. આચાર્યશ્રીને પોતાના મહાન કાર્યમાં મદદરૂપ થવાને આવા માણસની ખાસ આવશ્યકતા હતી. યોગ્ય અધિકારી

જોઈ તેને સંન્યાસાશ્રમ ધર્મનાં મહત્તા તથા ગૌરવ સારી પેઠે સમજાવી તેને યથાવિધિ પોતાનો શિષ્ય બનાવ્યો. આ યુવક આચાર્યશ્રીનો પ્રથમ શિષ્ય હતો અને તેનું નામ સનંદન હતું. સર્વ શિષ્યો સાથે એને પણ આચાર્યશ્રી શાસ્ત્રજ્ઞાન આપતા.

હવે ઉપર જણાવેલાં ભાષ્યો આચાર્યશ્રીએ એમના જે શિષ્યોને શીખવ્યાં હતાં, તે શિષ્યોમાં સર્વથી બુદ્ધિ–સ્મૃતિ-શક્તિમાં ચડિયાતો આ સનંદન નામનો શિષ્ય હતો. ગુરુ-સેવામાં પણ તે તત્પર હતો. તેને આચાર્યશ્રીએ આ ભાષ્યો એકથી વધુ વખત શીખવ્યાં; આથી અપક્વ અંતઃકરણવાળા અન્ય શિષ્યોનો સનંદન ઈર્ષ્યાનો વિષય થઈ પડ્યો હતો. આ ઈર્ષ્યાળુ શિષ્યોને એમનો અધિકાર સનંદનના કરતાં કેટલો ઊતરતા દરજ્જાનો છે તેની એમને ખાતરી કરી આપી. આ ઈર્ષ્યારૂપ અગ્નિને શાંત કરવાના હેતુથી એક દિવસ આચાર્યશ્રીએ એક યુક્તિ રચી. એક દિવસ જ્યારે સર્વ શિષ્યો શ્રીગંગાને સામે કાંઠે ભ્રમણ કરી રહ્યા હતા તે સમયે આચાર્યશ્રીએ એક પછી એક શિષ્યોનાં નામ લઈ લઈ બૂમ મારી, એકદમ આ કાંઠે આવવા કહ્યું. ગુરુની આજ્ઞા એટલે સર્વે શિષ્યો ત્યાંથી ઊઠી ઊભા થયા અને હોડી, ત્રાપો કે કોઈ લાકડાંના ટુકડાની શોધમાં નીકળી પડ્યા, જ્યારે સનંદનની તો ગુરુશ્રીની બૂમ સાંભળી ધીરજ રહી નહિ. એણે વિચાર કર્યો: ગુરુશ્રી તો આપણને સાગરનો સાગર ભવસાગર તરાવવા માટે સમર્થ છે એમ સર્વ શાસ્ત્રો કહે છે ને? તો આ તો એક નદી છે, એ તરવામાં શ્રીગુરુ નહિ મદદ કરે? અવશ્ય કરે જ. આ વિચારથી શ્રીસદ્‌ગુરુનું ધ્યાન ધરી એણે તો નદીમાં ચાલવા માંડ્યું, તો કહેવાય છે કે શ્રીગંગાએ સનંદનની અગાધ ગુરુભક્તિથી પ્રસન્ન

થઈ તેના પગને આધાર આપવા સ્થળે સ્થળે સોનાનાં કમળો નિપજાવ્યાં. સનંદન આ કમળોની મદદથી સુખપૂર્વક શ્રીગંગા ઊતરી જ્યાં આચાર્યશ્રી વિરાજતા હતા ત્યાં આવ્યા અને શ્રીસદ્‌ગુરુના–આચાર્યશ્રીના ચરણકમળમાં પ્રણામ કર્યા. પછી કેટલેક સમયે બીજા શિષ્યો હોડી આદિ સાધન્ વડે શ્રીગંગા ઊતરી આચાર્યશ્રીની સમીપ આવ્યા. તેમણે જ્યારે સનંદનની ગુરુભક્તિની અને તે યોગે શ્રીગંગાજીએ કરેલી અમૂલ્ય સહાયની વાત જાણી, ત્યારે તેઓ પોતાની કનિષ્ઠતા સમજ્યા, સનંદનના હૃદયની ઉચ્ચતા તથા પવિત્રતા જાણી શક્યા અને ત્યારથી એમણે એની ઈર્ષા કરવાનું છોડી દીધું. આ દિવસથી આચાર્યશ્રી એને સનંદનને બદલે 'પદ્મપાદ' કહી બોલાવવા લાગ્યા, જાણે કે સદ્‌ગુરુભક્તિના સામર્થ્યથી થયેલી સુવર્ણકમળોની ઉત્પત્તિની સ્મૃતિ કાયમ તાજી રાખવાનો એમનો ઇરાદો હોય તેમ.

આ અરસામાં આચાર્યશ્રી એક દિવસ પોતે શિષ્યોને શીખવતા હતા, તે સમયે ત્યાં પાશુપતમતના પણ કેટલાક વિદ્વાનો તેમની પાસે આવી બેઠા. પાશુપતમતમાં અને આચાર્યશ્રીના મતમાં સંગીન તફાવત છે. પાશુમતવાળા પોતાના મતને સયુક્તિક અને આચાર્યશ્રીના મતને યુક્તિવિરુદ્ધ કહેવા લાગ્યા. એ વિદ્વાનો તથા આચાર્યશ્રી વચ્ચે લાંબા સમય સુધી શાસ્ત્રાર્થ ચયો. તે વિસ્તારપૂર્વક શારીરક ભાષ્યમાં છે, જેનો અતિ સંક્ષિપ્ત સાર એ વિષયમાં ઉંડા ઊતરનાર માટે નીચે* આપેલો છે. આચાર્યશ્રીની પ્રબળ દલીલો

* પાશુપતમતવાળાઓના સિદ્ધાંતોની રૂપરેખા:

(૧) આ જગત જે વસ્તુમાંથી બન્યું છે એટલે કે જગતનું જે ઉપાદન કારણ કહેવાય છે તે પ્રકૃતિ છે. જેમ માટીમાંથી ઘડો

આગળ પાશુપતો નિરુત્તર બની ગયા–પરાજિત થયા, આથી કેટલાકે તો આ સંપ્રદાયમાં દાખલ થઈ આચાર્યશ્રીનુ શરણ ગ્રહ્યું અને બીજાઓ ત્યાંથી ચાલતા થયા. પછી આચાર્યશ્રી

બન્યો છે તેમ આ જગત પ્રકૃતિમાથી બન્યુ છે

(૨) આ જગતનુ નિમિત્ત કારણ—આ જગતના ઘડનાર—ભગવાન પશુપતિ છે જેમ ઘડાને ઘડનાર કુભાર તેનુ નિમિત્ત કારણ છે તેમ.

(૩) ભગવાન પશુપતિએ પાચ પદાર્થોને નિર્માણ કર્યા છે:

(ક) કાર્ય, (ખ) કારણ, (ગ) યોગ, (ઘ) વિધિ અને (ડ) દુ:ખાન્ત એમના મત અનુસાર તેમના અર્થ નીચે પ્રમાણે છે.

(ક) મહત્તત્ત્વાદિ કાર્ય કહેવાય છે, (ખ) પ્રકૃતિ કારણ કહેવાય છે, (ગ) ચિત્તનો પશુપતિમા નિરોધ યોગ કહેવાય છે,* (ઘ) ત્રિકાળસ્નાન વગેરે કરવુ તે વિધિ કહેવાય છે અને (ડ) સર્વ દુ:ખોની નિવૃત્તિરૂપ મોક્ષ દુખાન્ત કહેવાય છે.

આચાર્યશ્રીનો આ વિષય પર આ સિદ્ધાન્ત છે આ જગતના ઉપાદાન તથા નિમિત્ત કારણ બે જુદા જુદા નથી, એક જ છે અને તે અભિન્ન–ઉપાદાન નિમિત્ત કારણ ઈશ્વર છે

પાશુપતમતવાળાની આચાર્યશ્રીના મત વિરુદ્ધ દલીલો

(૧) જગતનુ ઉપાદાન કારણ ઈશ્વર ન હોઈ શકે–અવયવ વાળુ, જડ, અશુદ્ધ આદિ લક્ષણવાળુ જગત તેનાથી વિપરીત લક્ષણવાળા ઈશ્વરમાથી ઉત્પન્ન ન થઈ શકે

(૨) જો જગત ઈશ્વરમાથી થયુ હોય, જો જગત ઈશ્વરે ઘડ્યુ હોય તો ઈશ્વરના ધર્મો જગતમા પ્રત્યક્ષ થવા જોઈએ, પણ તે થતા નથી માટે તેમ ન હોઈ શકે

પાશુપતમતની વિરાધ–દલીલોનો આચાર્યશ્રીએ આપેલો જવાબ.

(ક) ઈશ્વરથી ભિન્ન બીજુ કાઈ જો આ જગતનુ ઉપાદાન કારણ હોય તો શ્રુતિ કહે છે કે, એક ઈશ્વરના જ્ઞાનથી સર્વનુ જ્ઞાન થાય છે એમ કહ્યુ છે તે સભવી ન નહિ

એમના શિષ્યવર્ગ સાથે પાછા કાશી પધાર્યા.

ગંગાજીનાં પવિત્ર કિનારા પર વિરાજી આચાર્યશ્રી પોતાના જિજ્ઞાસુ શિષ્યોને બ્રહ્મસૂત્ર ઉપરનુ પોતાનુ ભાષ્ય નિત્ય શીખવતા અને આગળના દિવસ માટે ભાષ્યનો પાઠ પણ વાચવા-મનન કરવા કહેતા. એક દિવસ એ નિત્યકાર્યથી પરવારી જ્યાં આચાર્યશ્રી બ્રહ્માકાર વૃત્તિમય થવાની તૈયારીમાં હતા ત્યાં એક વૃદ્ધ બ્રાહ્મણે તેમની સમીપ આવી પૂછ્યુ: 'તમે કોણ છો? આ વિદ્યાર્થીઓને શું ભણાવતા હતા?' આ સાંભળી આચાર્યશ્રીના ત્યાં બેઠેલા શિષ્યોમાંના એકે કહ્યુ: 'હે

---

(ખ) નિમિત્ત કારણના જ્ઞાનથી કાર્યનુ જ્ઞાન નથી થતુ ઉદાહરણમા કુભારના જ્ઞાનથી ઘડાનુ જ્ઞાન નથી થતુ, માટે ઈશ્વરને ઉપાદાન કારણ (ઘડાનુ ઉપાદાન માટી છે તેમ) પણ માનવા જોઈએ

(ગ) જો પ્રકૃતિમાથી આ જગત ઘડાયા આવ્યુ એમ માનીએ એટલે કે જો પ્રકૃતિને ઉપાદાન કારણ માનીએ તો શ્રુતિ 'एकमेवाद्वितीय ब्रह्म-બ્રહ્મ એક જ અદ્વિતીય છે, બ્રહ્મથી અન્ય વસ્તુનો અસદ્ભાવ છે એમ કહે છે' તેનો વિરોધ આવે છે

(ઘ) એક જ વસ્તુ ઉપાદાન તથા નિમિત્ત કારણ હોઈ શકે છે જુઓ, કરોળિયો પોતાની જાળને પોતાના મુખ વાટે લાળ કાઢી પોતે જ બનાવે છે વળી આપણે સાક્ષીચેતન જ સ્વપ્નસૃષ્ટિ બને છે અને બનાવે છે આ ઉદાહરણોમા કરોળિયો જાળના તથા સાક્ષીચેતન સ્વપ્નસૃષ્ટિના ઉપાદાન તેમ જ નિમિત્ત કારણ છે જ.

(ડ) વળી કાર્યમા ઉપાદાન કારણના ગુણો આવવા જ જોઈએ એવો પણ નિયમ ક્યા જોવામા આવે છે? શુ માટી અને છાણ આદિમાથી ઉત્પન્ન થતા વીછીમા કેવળ માટી અને છાણ આદિના જ ગુણો જોવામા આવે છે? શુ મનુષ્યમાથી ઉત્પન્ન થતા કેશ અને નખમા મનુષ્યોના સર્વે ગુણધર્મોનો આવિર્ભાવ થાય છે કે?

દ્વિજવર્ય, આ શંકરાચાર્ય વેદાંતના રહસ્યરૂપ અદ્વૈતવિદ્યાના આચાર્ય છે. અમારા સર્વના ગુરુ છે. એમણે વ્યાસરચિત બ્રહ્મસૂત્ર ઉપર તથા દશ મુખ્ય ઉપનિષદો પર ભાષ્ય રચ્યાં છે, જેમાં અદ્વૈતવિદ્યાના સિદ્ધાંતોનો સરળ અને સ્પષ્ટ ભાષામાં ઉલ્લેખ કરેલો છે. અમો એમની પાસે આ વિદ્યા શીખીએ છીએ.' આ ઉપરથી તે વૃદ્ધ બ્રાહ્મણે આચાર્યશ્રીને કહ્યું: 'કેમ ભાઈ, આ તમારા શિષ્યો શું કહે છે? તમારું વય તો નાનું જણાય છે; છતાં તમોએ બ્રહ્મસૂત્ર જેવા ગંભીર અને ગહન ગ્રંથ પર ભાષ્ય રચ્યુ છે એ સાંભળી,મને અતિ આશ્ચર્ય થાય છે. બ્રહ્મસૂત્રનું ભાષ્ય કરવું એ સામાન્ય બુદ્ધિનું કાર્ય નથી. એ કાર્ય તો અતિ કઠિન છે. એકાદ સૂત્રનુ યથાર્થ વિવેચન કરી બતાવો તો જરૂર હું તમને ધન્યવાદ આપીશ.' આચાર્યશ્રીએ કહ્યું: 'હે વિપ્રવર્ય! તત્ત્વજ્ઞાની મહાપુરુષોને મારા અનેક વખત પ્રણામ છે. તેઓની ચરણરજ હું મારા મસ્તક પર ચડાવું છું. આપની જે સૂત્રના વિવેચનની ઇચ્છા હોય તે સૂત્ર કહો એટલે હું તે સૂત્ર ઉપર યથાશક્તિ વિવેચન કરીશ.'

વૃદ્ધે ઉત્તર આપ્યો: 'ઠીક, ત્યારે બ્રહ્મસૂત્રના બીજા અધ્યાયના આરંભમાં આ પહેલું સૂત્ર છે: तदन्तरप्रतिपत्तौ रंहति संपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम् ॥ એ સૂત્ર ઉપર તમારે જે વિવેચન કરવું હોય તે કરો.' એ ઉપરથી આચાર્યશ્રીએ કહ્યું: 'હે વિદ્વાન! આ સૂત્રનો અર્થ સંક્ષેપમાં એવો છે કે, મરણ પ્રસંગે એક દેહ છોડી બીજા દેહમાં જવું પડે છે, ત્યારે જીવ પાંચ મહાભૂતોના સૂક્ષ્મ ભાગો વડે વીંટળાઈને જ બીજા દેહમાં જાય છે. આ સિદ્ધાંત શ્રુતિમાં ગૌતમે કરેલો પ્રશ્ન અને તેનો જૈમિનિએ જે ઉત્તર આપ્યો છે તે ઉપરથી પ્રતિ-

સચોટ જવાબ આપી વૃદ્ધ પુરુષનું સંપૂર્ણ સમાધાન કર્યું, વૃદ્ધ પુરુષ પણ આચાર્યશ્રીના જેવા જ મહાજ્ઞાની જણાયા. વેદવેદાંત બન્નેને કંઠસ્થ હતાં. બન્નેની કુશાગ્ર બુદ્ધિ હતી.

---

(૭) જળની આહુતિના ક્રમ વડે પાંચમી આહુતિમાં જળ પુરુષરૂપ પરિણામ પામે છે એમ તમો કહો તો તે સામે વાંધો નથી; પરંતુ જીવ જળાદિ સૂક્ષ્મ ભૂતોથી વીંટાઈને અન્ય શરીર પામે છે એમ જ્યારે તમો કહો છો, ત્યારે વધુ પડતું છે–અયોગ્ય છે.

(૮) શ્રુતિમાં ફક્ત જળનું નામ છે તેથી એકલા જળથી વીંટાયલો જીવ અન્ય દેહમાં જાય છે એમ માની શકાય પણ તે ઉપરથી કાંઈ અન્ય ભૂતો પણ તેની સાથે હોય છે એમ નથી સિદ્ધ થતું.

આચાર્યશ્રીના પ્રત્યુત્તરની ટૂંકી રૂપરેખા:

૧–૨–૩–૪ સાંખ્યો, બૌદ્ધો, જૈન અને કણાદના મત શ્રુતિ વિરુદ્ધ હોવાથી આદર આપવા યોગ્ય નથી.

પાદિત* થાય છે આના પ્રત્યુત્તરમા તે વૃદ્ધ પુરુષે વિરોધી પક્ષના આઠ પ્રકારના નિરૂપણો એક પછી એક રજ કર્યા તે સર્વના આચાર્યશ્રીએ શાંતિથી ક્રમશ પ્રમાણપુર સર

× સાબિત

૧ ( ) આ વિષયમા વધુ જિજ્ઞાના ધ્યાનના માટે પૂર્વપક્ષના આઠ પ્રકારના નિરૂપણો તથા તેના આચાર્યશ્રીએ આપેલા ઉત્તરની અતિ ટૂ ઉપમા અર ને ર આપીએ છીએ

(૧) સાખ્યશાસ્ત્રનો સિદ્ધાત છે કે નાપ જીવામા અને ઇદ્રિયો આપોઆપ જ અન્ય નવીન શરીરમા પોતાના કર્મગત વૃત્તિરૂપ પરિણામ પામે છે તથી પાચ ભૂતોના સૂક્ષ્મ અશ નહિ જીવાત્માને બીજા નવા શરીરમા જવાના સભવ જ નથી

(૨) પાક ૫ છ ક મન એ ત જ બીજા નવા શરીરમા જાય છે, તેમના મતથી તમારુ મત જુદા પ છે

(૩) વિ પડિત આ મા મી ન નવા શરીરમા વિ પ નહિત વૃત્તિ પામે છે અને બા ર ઇદ્રિયો નવા શરીરમા નવી ઉત્પન્ન થાય છે, એવા બૌદ્ધોના સિદ્ધાતો પ્રમાણે તમારુ કહ્યુ અનભિમત છે

(૪) જેમ જળો એક વૃક્ષ ઉપરથી ઊડીને બીજા વૃક્ષ ઉપર બેસે છે, તેમ જીવ એક શરીર તજીને બીજા શરીરમા જાય છે એવા જૈનોના સિદ્ધાતથી પણ તમારુ કહ્યુ વિપરીત ભાસ છે

(૫) 'यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति।' જ્યારે આ મરેલા પુરુષની વાણી અગ્નિમા લીન થાય છે, એવુ શ્રુતિવાક્ય છે તે પરથી તો એમ જણાય છે , ઇદ્રિયો તો પુરુષ મરણ પામતા અહી જ વિલીન થાય છે બીજા નવા શરીર સાથે નથી જતી આથી જો તમો એમ કહેતા હો , જીવની સાથે ઇદ્રિયો જાય છે તો તમારુ કથન શ્રુતિની વિરુદ્ધ છે

(૬) વળી શ્રુતિમા વર્ણવેલા અગ્નિમા શ્રદ્ધારૂપ આહુતિ હોમવાનુ કહ્યુ છે, પણ જળની આહુતિ હોમવાનુ કહ્યુ નથી, તેથી પણ તમા ... જે તમે જીવની સાથે સૂક્ષ્મ ભૂતોનુ જવુ નભતુ નથી.

ચોટ જવાબ આપી વૃદ્ધ પુરુષનું સંપૂર્ણ સમાધાન કર્યું, વૃદ્ધ પુરુષ પણ આચાર્યશ્રીના જેવા જ મહાજ્ઞાની જણાયા વેદવેદાંત બન્નેને કંઠસ્થ હતા બન્નેની કુશાગ્ર બુદ્ધિ હતી

(૭) જળની આહુતિના ક્રમ ને પાચમી આહુતિમા જળ પુરુષરૂપ પરિણામ પામે છે એમ તમો કહો તો તે સામે વાધો નથી, પરંતુ જીવ જળાદિ સૂક્ષ્મ ભૂતોથી વીંટાઈને અન્ય શરીર પામે છે એમ જ્યારે તમો કહો છો ત્યારે વધુ પડતુ છે–અયોગ્ય છે

(૮) શ્રુતિમા ફક્ત જળનુ નામ છે તેથી એકના જળથી વીંટાયેલો જીવ અન્ય દેહમા જાય છે એમ માની શકાય પણ તે ઉપરથી બાઈ અન્ય ભૂતો પણ તેની સાથે હોય છે એમ નથી સિદ્ધ થતુ

આચાર્યશ્રીના પ્રત્યુત્તરની રૂપરેખા

૧–૨–૩–૪ સાખ્યો, બૌદ્ધો, જૈન અને કણાદના મત શ્રુતિ વિરુદ્ધ હોવાથી આદર આપવા યોગ્ય નથી

૫–પુરુષના મરણસમયે વાણી આદિ ઇન્દ્રિયોના દેવો પહેલાની પેરે ઇંદ્રિયો પર ઉપકાર કરતા નથી એનુ કારણ સમજવાના પ્રત્તુ વાણી આદિ ઇંદ્રિયો અગ્નિ આદિ દેવોમા લય પામે છે એમ શ્રુતિએ ગૌણરૂપે કહ્યું છે, વાસ્તવિક તો પ્રાણ અને ઇંદ્રિય વિનાનો એ તો જીવ એ શરીર છોડી બીજા શરીરમા જઈ શકે નહિ તથા ભોગ ભોગવી શકે નહિ માટે જીવ તો પ્રાણ અને ઇંદ્રિયો સહિત જ બીજા નવા શરીરમા જાય છે

૬–श्रद्धा वा आप । એ શ્રુતિથી શ્રદ્ધાનો અર્થ જળ થઈ શકે છે ઉપક્રમ અને ઉપસહારની એકરૂપતાની દૃષ્ટિએ પણ આ અર્થ યોગ્ય છે

૭–સૂક્ષ્મ ભૂતો વિના નવુ શરીર ઉત્પન્ન નહિ માટે જીવ જળાદિ સૂક્ષ્મભૂતો સાથે જ નવુ શરીર પામે છે એમ માનવુ યોગ્ય છે

૮–શરીરના ઉપાદાન કારણરૂપ (આકૃતિ બનાવવાનુ કારણ છે તે ઉપાદાન [illegible]) પાચ ભૂતો છે પરંતુ જીવ બીજ

કહેવાય છે કે, આ ઉભય મહાપુરુષો આ વાદવિવાદમા એટલા એકતાન થઈ ગયા હતા કે, નિત્યકર્મના સમય સિવાય આઠ દિવસ સુધી સતત પૂર્વપક્ષ–સિદ્ધાતપક્ષરૂપે વાદવિવાદ ચાલ્યો આ અપૂર્વ ચર્ચા સાભળવા અન્ય વિદ્વાનો રોજ રોજ

---

ભૂતોના કરતા જળના વધારે ભાગથી બીટાઈને જાય છે, તેથી એકલા જળનુ નામ આપ્યુ છે વાસ્તવિક તો બીજા ચાર ભૂતો પણ ત્ત્ર સાથે હોય એમ માનવુ જોઈએ, કારણ કે શરીરનુ ઉપાદન કારણ તો પાચ ભૂતો છે

(ખ) આમા અવારતવિ તાની શકા લાવવાનુ કારણ નથી સક્તો માટે ભગવાન અનેક રૂપ ધારણ કરે છે ઉપાસના બળથી ઉપાસ્ય દેવતો પ્રત્ય થયાના દષ્ટાતો છે કેવળ પ્રાચીન કાળમા જ નહિ પણ હાલ પણ આ યુગમા ભક્તોને એના અનુભવ થયેના છે ડાકોર નિત્ય નિયમથી જનાર ચેરી બેકુનની ઉપરી અધિકારી તરફથી ઉમરેઠ મુકામે તપાસણી થતા શ્રી રણછોડ રાયે કાન્કુનનુ રૂપ ધારણ કરી સાહેબને પ્રસન કર્યા હતા, જ્યારે ભક્ત કાન્કુન તો એના નિત્ય નિયમને અનુસરી ડાકોરમા બિરાજતા હતા વળી બીજુ દૃષ્ટાત એક અમદાવાદના શાહપુર ગરનાળાની પોળમા રહેતા વિષ્ણુપ્રસાદ બી એસસી–બી ટી નુ પણ છે એમના ભાઈએ એમને અમુક બાબતનો ખુલાસો પછીની મુલાકાતે કરવા કહ્યુ અને બીજી મુલાકાત થતા પહેલા તો વિષ્ણુપ્રસાદના ભાઈએ દેહ છોડી દીધા મરણક્રિયા વગેરે થઈ ગયા બાદ એકાદ મહિને જ્યારે આ વિષ્ણુપ્રસાદ ઘર હતા ત્યારે બે સન્યાસીઓ આવ્યા, ભિક્ષાની યાચના કરી તે ઝુબ્ત નાખી, તરત જ ભિક્ષા પીરસવામા આવી ભિક્ષાન જમતા જમતા તેમાના સન્યાસીએ ભાઈ વિષ્ણુપ્રસાદ સાથે જે વાત કરી તેમા જે બાબતનો ખુલાસો એમના ભાઈએ આપવા કહેલો તે હતો, સન્યાસીઓ જમી પોળ બહાર નીકળ્યા ત્યા આ વિચાર આવતા એ એમની પાછળ ગયા, ત્યા તો તેઓ ખૂબ ઝડપથી કેટલેક દૂર જઈ ત્યા જ અદ્રશ્ય થઈ ગયેલા,

આવી આગ્રહપૂર્વક ત્યાં જ બેસી રહેતા. ધીમે ધીમે આ વાદ એવી સૂક્ષ્મતાએ પહોંચ્યો કે, ત્યાં બેઠેલા વિદ્વાનો તેને સમજવા અશક્ત થયા.

સામાન્ય મનુષ્યમાં ન જોવામાં આવતી એ વૃદ્ધ બ્રાહ્મણની વિદ્યા, આટલી વૃદ્ધવયમાં પણ શાસ્ત્રચર્ચા કરવાનો તેમનો પ્રબળ ઉત્સાહ, વૃદ્ધાવસ્થાથી જરા પણ ક્ષીણતાને ન પામેલી એમની અપૂર્વ સ્મૃતિ, એમની તર્ક કરવાની તલવારની ધાર જેવી તીક્ષ્ણ અને અજેય યુક્તિ, એમના પ્રત્યેક વાક્યનાં પદલાલિત્ય વગેરે જોઈ શિષ્ય સનંદન તથા આચાર્યશ્રીના મનમાં વિચાર આવ્યો કે, આ કોઈ આ દુનિયાના–જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિવાળી દુનિયાના–પુરુષ ન હોઈ શકે. આ સ્વયં વ્યાસજી તો ન હોય ? આ પ્રશ્ન ઊઠતાં આઠમે દિવસે આચાર્યશ્રીએ નમ્રતાપૂર્વક વૃદ્ધ બ્રાહ્મણને તેમનો પરિચય પૂછ્યો. ભક્ત–ભગવંત એક. ભગવાન પોતાની ગુપ્તમાં ગુપ્ત વાત પણ ભક્તને કહી દે છે. આ વૃદ્ધ બ્રાહ્મણરૂપે પ્રકટ થયેલા ભગવાન વ્યાસજી પણ હવે પોતાની હકીકત ગુપ્ત રાખી ન શક્યા. તેઓ પ્રસન્ન થઈ મૂળ સ્વરૂપે પ્રકટ થયા. આચાર્યશ્રીએ તથા તેમના શિષ્યવર્ગોએ તેમના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યાં અને તેમને ઉચ્ચ આસન પણ બેસાડી એમનું યથાવિધિ પૂજન કર્યું અને આનંદપૂર્વક એમનાં સ્તુતિસ્તોત્રો ગાયાં. વ્યાસ ભગવાને પણ આ નાની વયના આચાર્યને શંકર ભગવાનના અવતાર તરીકે ઓળખ્યા, એમના સર્વ ભાષ્યગ્રંથો વાંચી જોયા અને વેદનું રહસ્ય અતિ મનોહર અને સરળ રીતે રચાયેલું જોઈ અતિ આનંદ પામ્યા.

હવે આચાર્યશ્રીને સોળમું વર્ષ પૂરું થવાની તૈયારી હતી. આઠ જ વર્ષનું આયુષ્ય લઈ પ્રકટ થયેલા શ્રીશંકરે પોતાની

આયુષ્યમર્યાદા સંન્યાસરૂપી તપશ્ચર્યાથી બીજાં આઠ વર્ષ લંબાવી હતી. હવે તે પણ પૂર્ણ થવાની તૈયારી હતી. આટલી નાની વયમાં એમણે અનેક ગ્રંથો–ભાષ્યો રચી વેદવેદાંતધર્મનું ગુપ્ત રહસ્ય સરળ ભાષામાં જનતા માટે સ્પષ્ટ કર્યું હતું. તે પરથી એમને લાગ્યુ: 'હવે મારું જીવનકાર્ય સમાપ્ત થયું છે, તેથી મારે હવે મહાસમાધિ લઈ લેવી જોઈએ.' આવી રીતની ભાવનાથી શિષ્યો આગળ એમણે આ દિવ્ય પુરુષની સમક્ષ મહાસમાધિ લઈ લેવાનો પોતાનો વિચાર જણાવ્યો. શિષ્યો આચાર્યશ્રીની અલ્પ આયુમર્યાદાથી વાકેફ હતા, છતાં વ્યાસ ભગવાનના દર્શનના આનંદપ્રસંગે આચાર્યશ્રીનો આ સંકલ્પ જાણી અતિ દુઃખી થયા અને સજળનેત્રે અસહાયની પેઠે વ્યાસ ભગવાનના સામું જોવા લાગ્યા. આ ત્રિકાળજ્ઞાની વ્યાસ ભગવાન બોલ્યા: 'હે શંકરજી, તમારાં દર્શનથી હું ઘણો પ્રસન્ન થયો છું. તમે સોળ વર્ષ જ આ દુનિયામાં રહેવાનો નિર્ધાર કરી અત્રે પ્રકટ થયા છો; અને તે આજે જ પૂરાં થાય છે; પરંતુ હજી આ આર્યધર્મ વેદ–ઉપનિષદના ભેદવિનાનાં–અભેદ એક જ સર્વવ્યાપી તત્ત્વના માર્ગના જ્ઞાનપ્રચારનું કાર્ય ઘણું અધૂરું છે. વેદાંતનાં સર્વ તત્ત્વોનો પ્રકાશ કરવાને તમારા જેવો બીજો કોણ છે? કુમારિલ ભટ્ટના તનતોડ પ્રયત્નથી કેટલાક નાસ્તિક બૌદ્ધો પરાજય પામ્યા છે એ ખરું, પણ હજી તેમની સંખ્યા વિશેષ છે અને તેમના મતનો પ્રભાવ હજી પ્રબળરૂપે પ્રવર્તે છે. વળી કુમારિલ ભટ્ટે માત્ર વેદના કર્મકાંડના પ્રચારથી લોકોનાં મન વેદધર્મ પ્રત્યે

વાળવા પ્રયત્ન કરેલો છે; પરંતુ જ્યાં સુધી જ્ઞાનકાંડના શ્રેષ્ઠ તત્ત્વનો પ્રચાર નહિ થાય, ત્યાં સુધી વિદ્વાન મુમુક્ષુઓ—જનતાના ખરા નેતાઓ આ ધર્મ પ્રત્યે વળશે નહિ. ઢોંગી, અસત્યવાદી, દુરાચારી મનુષ્યો સરળ અંતઃકરણના જિજ્ઞાસુઓને આડે રસ્તે દોરી જશે અને અત્યારની ભયંકર ધર્મ-ગ્લાનિ દૂર થશે નહિ. તમારા બુદ્ધિમાન શિષ્યોથી પણ તમારું કાર્ય નહિ થઈ શકે; કારણ કે આ સર્વત્ર વિરાજતા એક જ તત્ત્વનો અનુભવ કરાવવાની જે મહાશક્તિ તમારામાં પ્રકટ થઈ છે તે તેમનામાં નથી અને જો આ શક્તિપાત વડે આ શુદ્ધ જ્ઞાનનું વિતરણ જનસમાજમાં નહિ. થાય તો મનુષ્યો આ કઠિન જ્ઞાનમાર્ગ શી રીતે સમજશે? પાપીઓનો ઉદ્ધાર તમારા સિવાય કોણ કરશે? માટે તમો હજી પણ થોડો વખત મનુષ્યદેહ ધારણ કરી રહો. દૈવબળથી આઠ વર્ષ અને મારી યોગશક્તિના બળથી બીજાં આઠ વર્ષ એમ કરી કુલ બીજાં સોળ વર્ષનું તમારું આયુષ્ય હું વધારું છું: એટલામાં સર્વ વેદવાદીઓને જીતી પૃથ્વી પર સત્ય-જ્ઞાનનો પ્રચાર કરો. હવે હું જાઉં છું.' એમ કહેતાં આચાર્યશ્રીએ તથા એમના શિષ્યોએ એમને સાષ્ટાંગ પ્રણામ કર્યા એટલે વ્યાસ ભગવાન અદૃશ્ય થયા. પછી એમની આજ્ઞાનુસાર આચાર્યશ્રી જ્ઞાનપ્રચારનું કાર્ય હાથ ધરી શિષ્ય-વર્ગ સાથે દેશાટન કરવા નીકળ્યા.

# ૧૨ : મંડનમિશ્રનું માર્ગાંતર

१. ज्ञानादेव तु कैवल्यम् ॥*

२. न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥ ((ગીતા અ. ૪.૩૮)

३. यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ २-४२

४. कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ २-४३

५. त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि दिव्य-
भोगान् ॥ ९-२०

६. ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं
विशन्ति ॥ एवं त्रयी धर्ममनुप्रपन्ना गतागतं कामकामा
लभन्ते ॥ ९-२१

---

* સંસ્કૃતનાં અવતરણોનો અનુવાદ:

૧ કૈવલ્ય મોક્ષ તો ફક્ત જ્ઞાનથી જ પ્રાપ્ત થાય છે.

૨ 'આ લોકે પાવનકારી નથી જ્ઞાન સમું કંઈ;'
'પામવા ભોગૈશ્વર્ય બહુ ક્રિયા પ્રધાન આ,
કર્મફલ જન્મદાતા પુષ્પિતા વાણી જે વદે.'
(તે વાણે ચિત્ત મ્હોયું, ને ડૂબ્યા ઐશ્વર્યભોગમાં.)

૩-૪ વેદવાદ વિશે રંગી, 'અન્યના' એમ ભાખતા,
કામાત્મા, સ્વર્ગના સંગી, માર્યના પેખતા જનો.

૫ મને ત્રિવેદી સોમપા પાપશુદ્ધ,
યજ્ઞે પૂજી સ્વર્ગની પ્રાપ્તિ પ્રાર્થે;
પામીને એ ઇંદ્રનો પુણ્યલોક,
ચાખે સ્વર્ગે દેવના દિવ્ય ભોગો.

૬ વિશાલ એ ભોગવી સ્વર્ગલોક,
ખૂટે પુણ્યો મૃત્યુલોકે પડે તે;
ત્રિવેદના ધર્મના શરણી એમ,
સૌ કામકામી આવ-જાને જ પામે.

७. सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ४-३३
८ न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च संप्रतिष्ठा ॥
अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्वा ॥ १५-३
९. ततः पदं तत्परिमार्गितव्यं । यस्मिन्गता न निवर्तन्ति भूयः ॥ ११-४

રાગ ઝિંઝોટી, પદ એકતાલ

જો લૌ અનુભવ જ્ઞાનઘટમે પ્રગટ ભયો નહિ,
તૌ લૌ મન થિર નહી છિન, જિમ પીપરકો પાન,
વેદ ભણ્યો પણ ભેદ વિના શઠ, પોથી થોથી જાણ રે ઘટમે૦
રસ ભાજનમે રહત દ્રવ્યે નિત્ય, નહી તસ રસ પહિચાન,
તમ શ્રુતપાઠી પંડિત કો પણ, પ્રવચન કહત અજ્ઞાન રે ઘટમે૦
સાર લહ્યા વિણ ભાર કહ્યો શ્રુત ખર દષ્ટાંત પ્રમાણ
ચિદાનંદ અધ્યાતમ શૈલી, સમજ પરત એકતાન રે ઘટમે૦
શું થયુ વેદ વ્યાકરણ વદે ! શું થયુ રાગ ને રંગ જાણે?
શું થયુ ખટદર્શન સેવ્યા થકી ? શું થયુ વરણના ભેદ જાણે?
એ છે પરપંચ સૌ પેટ ભરવા તણા, આતમારામ ના બ્રહ્મ જોયા'
ભણે નરસૈયો કે તત્વદર્શન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો?

ભગવાન શ્રીવેદવ્યાસે જે દિવ્ય વેદધર્મ-પ્રચારનુ કાર્ય સોંપ્યુ હતુ તે તરફ હવે આચાર્યશ્રીએ પોતાનુ ધ્યાન

---

૭ સૌ કર્મો પાર્થ ! નિશેષે જ્ઞાન માંહી સમાય છે
૮ નથી કળાતુ રૂપ તેનું તે અહી,
ન અંત આધાર ન આદિ યે કશો,
અશ્વત્થ તો એ સુવિરૂઢ મૂળનો
અસંગ કેરે દૃઢ શસ્ત્ર છેદીને
૯ હું શર્ણ એ પુરુષ આદ્યને જ,
પ્રવૃત્ત જેથી પ્રસરી પુરાણી,
એ ભાવથી તે પદ શોધવુ પડી
જ્યાંહા ગયેલા ન ફરીથી જન્મે '

કવિસમ્રાટ ન્હાનાલાલ

કેન્દ્રિત કર્યું. એમને લાગ્યુ કે જો કુમારિલ ભટ્ટ જેવા પ્રખર વિદ્વાનનો સહકાર એમના એ કાર્યમાં મેળવી શકાય તો એ કાર્ય શીઘ્ર ગતિથી આગળ વધે; પણ એ વિદ્વાન ભટ્ટ કર્મવાદી હોવાથી જ્યાં સુધી એમની સાથે વાદ કરી એ જ્ઞાન-માર્ગમાં શ્રેષ્ઠતા સ્વીકારે નહિ, જ્યાં સુધી એમના જેવા ચુસ્ત ધર્મિષ્ઠો પોતાના સંપ્રદાયને અપનાવે નહિ, ત્યાં સુધી તેમના કાર્યની સફળતા થવી મુશ્કેલ છે. આ વિચારથી આચાર્યશ્રી શિષ્યો સહિત કુમારિલ ભટ્ટ સાથે વાદવિવાદ કરવા પ્રયાગ ગયા.

ત્યાં પહોંચતાં એમને ખબર મળ્યા કે, કુમારિલ ભટ્ટ તો એમણે બૌદ્ધો પાસે જ્ઞાન મેળવી તે જ્ઞાન વડે એમનો જ પરાજય કરી ગુરુદ્રોહનુ પાતક કર્યું હતું. તેના શાસ્ત્રવિહિત પ્રાયશ્ચિત્તરૂપે ડાંગરના છોતરાંની ચિતા સળગાવી તેની તીક્ષ્ણ આગમા બળી મરવાની તૈયારીમાં છે. આથી તેઓ એમના શિષ્ય સહિત એકદમ ત્યાં ગયા, તો શ્રી ભટ્ટને એ ચિતામાં બેઠેલા જોયા. શિષ્યો આ દૃશ્ય જોઈ અશ્રુપાત કરવા લાગ્યા, પણ તરત જ આ ભાવને બાજુએ સારી એમણે આચાર્યશ્રી-નો પરિચય ભટ્ટને કરાવ્યો. આચાર્યશ્રીનો પરિચય મેળ-વ્યાથી કુમારિલ ભટ્ટ ઘણા પ્રસન્ન થયા. એમણે આચાર્યશ્રી વિષે હકીકતો સાંભળી હતી તથા એમનું ભાષ્ય પણ વાંચ્યુ હતું. આથી એમને શ્રદ્ધા બેઠી હતી કે, ભાષ્યનો પ્રચાર થવાથી બૌદ્ધોનો પરાજય થશે. આ કઠિન પ્રાયશ્ચિત્તનો વિચાર છોડી દેવા આચાર્યશ્રીએ ભટ્ટને બહુ સમજાવ્યા પણ તે વ્યર્થ નીવડ્યું. ધર્મમર્યાદા સાચવવી એ મારું જીવનસૂત્ર છે એટલું જ કહ્યું. પછી આચાર્યશ્રીએ એમની સાથે વાદ-વિવાદ કરવાની અભિલાષા દર્શાવી; પરંતુ કુમારિલ ભટ્ટ

પોતાના પ્રાર્યાશ્ચત્ત કરવાના નિશ્ચયથી ડગ્યા નહિ. એમણે કહ્યું, મારો શિષ્ય મંડનમિશ્ર મારા કરતાં વિશેષ વિદ્વાન અને બુદ્ધિમાન છે તેથી તેની સાથે વાદવિવાદ કરજો. એનો જય તથા પરાજય તે મારો જ સમજજો. આચાર્યશ્રીએ પૂછ્યું : 'આ વાદવિવાદ વખતે મધ્યસ્થ કોઈ જોઈશે ને ? તે કોણ થશે ?' ત્યારે કુમારિલ ભટ્ટે જવાબ આપ્યો : 'મંડનમિશ્ર-ની પત્ની ઉભયભારતી સાક્ષાત્ સરસ્વતી સમાન છે તેને મધ્યસ્થ નીમજો.' એટલું કહીને न निश्चितार्थाद्विरमन्ति धीराः । ત્યાં ચિતા પર અડગ બેઠા રહ્યા. છાલાંની આગ પ્રતિક્ષણે તીવ્ર બની અને આખરે જોતજોતામાં આ પવિત્ર બ્રાહ્મણના શરીરને તે આગે ભસ્મીભૂત કરી નાખ્યું. ધન્ય છે આ બ્રાહ્મણના આત્મ બળને કે જેમણે પોતાના ધર્મવિરુદ્ધ આચરણ બદલ પોતે પોતાની જાતને આટલી જીવલેણ શિક્ષા કરી !

કુમારિલભટ્ટપાદનું શરીર બળીને ભસ્મ થઈ ગયા પછી આચાર્યશ્રી મંડનમિશ્રની મુલાકાતે નર્મદાતટ પર આવેલી માહિષ્મતી નગરીમાં ગયા. ત્યાં માર્ગમાં મંડન-મિશ્રની દાસીઓ જળ ભરવા જતી હતી. અકસ્માત્ તેમનો જ ભેટો થઈ જવાથી આચાર્યશ્રીએ તેમને પૂછ્યું : 'મંડન-મિશ્રનું ઘર ક્યાં આવ્યું છે ?' ત્યારે તે દાસીઓએ માર્ગ બતાવી કહ્યું : 'એમના ઘરની બહાર મેના-પોપટનાં પાંજરાં લટકે છે અને તે પ્રાણીઓ 'વેદ સ્વતઃ પ્રમાણ છે કે પરતઃ પ્રમાણ છે ? પ્રાણીઓને ફળ આપનાર કર્મ છે કે ઈશ્વર? જગત નિત્ય છે કે અનિત્ય ?' ઇત્યાદિ શાસ્ત્રીય પ્રશ્નોની ચર્ચા કર્યા કરે છે. જે સ્થાનમાં આવું મેના-પોપટનું જોડું જુઓ તે જ મંડનમિશ્રનું ઘર જાણજો.' દાસીઓએ બતાવેલા માર્ગે ચાલતાં ચાલતાં દાસીઓએ જણાવેલી શાસ્ત્રીય ચર્ચા કરતાં

મેના-પોપટવાળું ઘર આવ્યું. એ ઘર ઉપરથી આચાર્યશ્રીએ જાણ્યું કે, એ જ ઘર મંડનમિશ્રનું હતું. પરંતુ તે પ્રસંગે મંડનમિશ્ર શ્રાદ્ધક્રિયા કરી રહ્યા હતા અને તે સમયે શૂદ્રો તથા સંન્યાસી વગેરેનો અવાજ ન સંભળાય યા કોઈથી પ્રવેશ ન થાય અને એ ધર્મવિધિનું ચુસ્ત રીતે પાલન થાય તે માટે ઘરનાં બારણાં બંધ કરેલાં જોઈ આચાર્યશ્રીએ યોગબળથી ઘરમાં પ્રવેશ કર્યો અને ભિક્ષાની માગણી કરી. જે વિઘ્ન ટાળવા બારણાં બંધ કરેલાં તે વિઘ્ન તો સામું ઊભું જ રહ્યું તે જોઈ તેઓ ક્રોધવશ થયા. બારણાં બંધ છતાં અંદર પ્રવેશ કરનાર સોળ વર્ષ જેટલી અલ્પ વયના સંન્યાસીએ દેખાડેલા આ અતુલ યોગબળ ઉપરથી તેમનું અસાધારણ વ્યક્તિત્વ પારખવાનું તે ક્રોધમાં ભૂલી ગયા. अतिथि देवोभव એ ધર્મ-સૂત્ર પણ વીસરી ગયા અને દુર્વચનપૂર્ણ વાદ આચાર્યશ્રી સાથે કરવા મંડ્યા; પરંતુ આચાર્યશ્રીએ તો શાંતિપૂર્વક એમના કુટિલ પ્રશ્નોનો ઉત્તર શાસ્ત્રપ્રમાણને અનુસરી આપ્યો. આ શ્રાદ્ધ માટે આમંત્રેલા બે અતિથિઓએ જોયું. અતિથિઓ પણ સાધારણ બુદ્ધિવાળા બ્રાહ્મણો નહોતા; પરંતુ વિદ્વાન હતા. તેમાંના એક તો જૈમિનિ હતા. એમણે મંડનમિશ્રનું એના અશાસ્ત્રીય વર્તન તરફ ધ્યાન દોરી એને ઠપકો આપ્યો. આથી મંડનમિશ્રે શાંત થઈ આચાર્યશ્રીને ભિક્ષા માટે આમંત્રણ આપ્યું. આચાર્યશ્રીએતે ના પ્રત્યુત્તરમાં કહ્યું: 'હું તમારી સાથે વાદવિવાદની ભિક્ષા લેવા માટે આવ્યો છું. બીજી કોઈ ભિક્ષાની મને ઇચ્છા નથી. આપણી વચ્ચે વાદવિવાદ થતાં જેનો પરાજય થાય તેણે બીજાનું શિષ્યત્વ ગ્રહણ કરી તેનો આશ્રમ સ્વીકારવાનો છે. જો મારો પરાજય થશે તો હું દંડકમંડળનો ત્યાગ કરી શિખા-યજ્ઞોપવીત

ધારણ કરી તમારો શિષ્ય થઈશ અને જો તમે પરાજિત થાઓ તો તમારે મારું શિષ્યત્વ સ્વીકારી સંન્યાસી થવું પડશે. એ શરતથી મને તમારી સાથે વાદવિવાદ કરવાની ભિક્ષા આપો. જો વાદવિવાદ કરવાની તૈયારી ન હોય તો પરાજિત થયાનું સ્વીકારી મારો માર્ગ–જ્ઞાનમાર્ગ સ્વીકારો.'

અજેય ગણાતા એમના ગુરુ કુમારિલ ભટ્ટાચાર્ય, તેના એ પોતે ગુરુથી સવાયા લેખવામાં આવતા શિષ્ય હતા, તેથી જ્યારે આ તરુણ સંન્યાસીએ વાદવિવાદ માટેનું આહ્‌વાન આટલી કડક શરતો સાથે કર્યું, ત્યારે એ વિસ્મય પામ્યા. તરુણ સંન્યાસીએ બતાવેલી ધૃષ્ટતાનો ઉપમર્દ એક ચપટીમાં કરી નાખવાની ખાતરી સેવતા મંડનમિશ્રને આચાર્યશ્રીના આ પ્રકારના આહ્‌વાનથી ગુસ્સો આવ્યો. પણ શું કરે? વિદ્વાન અતિથિઓએ આચાર્યશ્રીને વેદન્ન કહ્યા હતા; વળી ગમે તેવાનો પણ પડકાર સ્વીકારવાની ના પાડનાર ભીરુ ઠરે, બેઆબરૂ થાય અને વળી આ આહ્‌વાન કરનારે એ માટે મૂકેલી ઉપર કહેલી શરત પણ એવી હતી કે, તે મંડનમિશ્ર જેવા સંભાવિત ગૃહસ્થ માટે એ સંજોગમાં મરણથી પણ બૂરી હતી; આથી એમણે આચાર્યશ્રીની વાદવિવાદની માગણી એમણે કહેલી શરતે પોતાની વિદ્યાના અભિમાનને લીધે ગર્વયુક્ત વાણીમાં સ્વીકારી. આચાર્યશ્રીએ અતિથિ તરીકે ત્યાં વિરાજતા પુરોહિતોને મધ્યસ્થ તરીકે રહેવાની પ્રાર્થના કરી, પરંતુ એમણે તે કાર્ય કરવાની ના પાડી અને કહ્યું: 'આ કાર્ય માટે મંડનમિશ્રનાં પત્ની ઉભયભારતી સંપૂર્ણ રીતે યોગ્ય છે.' કુમારિલ ભટ્ટાચાર્યે તો પ્રથમથી જ મધ્યસ્થી તરીકે ઉભયભારતીનું નામ સૂચવ્યું હતું, તેથી આચાર્યશ્રીએ એમને પ્રાર્થના કરી. એમણે મંડનમિશ્રની સંમતિથી તે

સ્વીકારી. ઉભય પક્ષ તથા મધ્યસ્થીએ નક્કી કર્યું કે વાદવિવાદ બીજે દિવસે પ્રાતઃકાળથી શરૂ થશે. પછી ઉપર કહેલા જૈમિનિ ઋષિએ આચાર્યશ્રીનો પરિચય આપ્યો. આથી મંડનમિશ્રે પોતે બતાવેલા અવિવેક બદલ આચાર્યશ્રીની ક્ષમા યાચી, અતિ વિનયથી તેમને ભિક્ષા લેવાનું આગ્રહ-પૂર્વક.આમંત્રણ આપ્યું. રાગદ્વેષરહિત આચાર્યશ્રીએ તે દિવસે મંડનમિશ્રને ત્યાં ભિક્ષા લીધી.

બીજે દિવસે સવારે પોતપોતાનાં નિત્યકર્મથી પરવારી આચાર્યશ્રી તથા મંડનમિશ્ર શાસ્ત્રાર્થ માટે સિદ્ધ થયા. મંડનમિશ્રના ઘરના વિશાળ ભાગમાં શાસ્ત્રાર્થનો પ્રારંભ થયો. પ્રથમ બન્નેએ ક્રમપૂર્વક નીચે પ્રમાણે પ્રતિજ્ઞાઓ કરી.

આચાર્યશ્રીની પ્રતિજ્ઞા: (૧) 'એક જ અદ્વિતીય[1] બ્રહ્મ સત્ય છે અને (૨) કર્મથી મોક્ષ નથી, પણ જ્ઞાનથી મોક્ષ છે એ શ્રુતિઓને આધારે મારા તરફથી સિદ્ધ કરી બતાવવામાં આવશે.'

મંડનમિશ્રની પ્રતિજ્ઞા: 'વેદનો કર્મકાંડ ભાગ જ સત્ય છે ને જ્ઞાનકાંડનો ભાગ અર્થવાદરૂપ[2] છે. ખરું સુખ

૧. અદ્વિતીય=અ+દ્વિતીય, અ=નહિ. દ્વિતીય=બીજું; અન્ય, જુદું એટલે કે જે એક પોતે જ છે, એના સિવાય બીજું કાંઈ છે જ નહિ એવું.

૨. અર્થવાદરૂપ=કોઈ કાર્યમાં આપણે કોઈને પ્રેરવો હોય અને આપણને એમ લાગે કે, કાંઈ સારી જેવી લાલચ આપ્યા* વિના તે મનુષ્ય એ કાર્ય કરશે નહિ; તો આપણે એને લાલચ આપી–મહાન ફળ આપવાની લાલચ આપી તેની પાસે આપણું ધાર્યું કાર્ય કરાવી લઈએ.છીએ. અહીં મુખ્ય હેતુ તો કાર્ય છે અને ફળની લાલચ એ અર્થવાદરૂપ કહેવાય, તેમ મંડનમિશ્રનું મંતવ્ય એ હતું

સ્વર્ગપ્રાપ્તિ છે. એ જ મનુષ્યજીવનની મુક્તિ છે, એ જ જીવનનો ઉદ્દેશ છે અને તે કર્મથી પ્રાપ્ત થાય છે. ઈશ્વર નથી પણ કર્મ જ સર્વોપરી છે, એમ હું શ્રુતિ આદિનાં પ્રમાણોથી સિદ્ધ કરી બતાવીશ.'

ઉભયમાંથી જે પોતાની પ્રતિજ્ઞા સિદ્ધ કરી આપવામાં નિષ્ફળ નીવડ્યો ગણાય તેને શરત પ્રમાણે આશ્રમ બદલી સફળ થનારનું શિષ્યત્વ સ્વીકારવું પડશે; એ બાબતનું પ્રત્યેકે પુનરુચ્ચારણ કર્યું. પછી એ સમયની રીત પ્રમાણે ઉભય ભારતીએ બન્નેને તિલક કર્યું તથા પુષ્પમાળા પહેરાવી અને કહ્યું : 'મારે ઘરકામકાજમાં વધુ સમય રહેવું પડે છે, તેથી તમારો બંનેનો પૂરો શાસ્ત્રાર્થ સાંભળવા અહીં બેસી શકીશ નહિ. આપ બંને સુખેથી શાસ્ત્રાર્થ કરો. રોજ હું આપ બન્નેના ગળામાં પુષ્પમાળા પહેરાવીશ. જેના ગળાની પુષ્પમાળા સુકાઈ જાય તેણે તેનો પરાજય થયો સમજવો અને જેના કંઠની પુષ્પમાળા જેવી ને તેવી પ્રફુલ્લ રહે તેનો વિજય થયો જાણવો.'

આ પ્રમાણે યોજના કરી, પ્રણામ કરી તે બહુધા પોતાના કામમાં પ્રવૃત્ત રહેવા લાગ્યાં.

પછી શાસ્ત્રાર્થ શરૂ થયો. બન્ને પક્ષો પરમતનું ખંડન અને સ્વમતનું મંડન ઘણી જ યોગ્યતા અને સહનશીલતાપૂર્વક યુક્તિ, તર્ક અને વેદવાક્યના પ્રમાણ દ્વારા કરતા હતા. ચારે દિશામાંથી સેંકડો વિદ્વાનો આવી બન્ને પક્ષનો અપૂર્વ શાસ્ત્રાર્થ–વાદવિવાદ શ્રવણ કરવા લાગ્યા. આ પ્રમાણે

કે શાસ્ત્રો તો મુખ્યત્વે અહીં કર્મો કરીને (કરતાં કરતાં) જ શતવર્ષની આયુર્મર્યાદા પૂરી કરવાનું કહે છે અને જ્ઞાનપ્રાપ્તિ એ તો કેવળ ફળશ્રુતિ–લાલચ છે.

વાદવિવાદ ચાલુ રહ્યો, તે દરમ્યાન પ્રત્યેક દિવસે મધ્યાહ્ન પછી ઉભયભારતી બન્નેને ભોજન કરવાનું સંભારતાં, તે એવી રીતે કે આચાર્યશ્રીને, 'મહારાજ! ચાલો ભિક્ષા કરો' તથા મંડનમિશ્રને, 'પ્રાણનાથ, ચાલો ભોજન કરો.' કહી ભોજનાર્થે બોલાવતાં. આ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા. કોનો જય થશે અને કોનો પરાજય થશે એ વાત સાંભળનારના અનુમાનમાં આવી શકી નહિ. અંતે શાસ્ત્રના સૂક્ષ્મ વિષયો પર પ્રશ્નોત્તર શરૂ થયા અને આચાર્યશ્રીએ શ્રુતિઓ, યુક્તિ તથા તર્કથી કર્મમાર્ગ કરતાં જ્ઞાનમાર્ગની શ્રેષ્ઠતા સિદ્ધ કરી મંડનમિશ્રને નિરુત્તર કર્યો. મંડનમિશ્રના કંઠમાંની પુષ્પમાળા સુકાઈ ગઈ. ઉભયભારતીએ મંડનમિશ્રનો પરાજય અને આચાર્યશ્રીનો જય સ્વીકાર્યાના ચિહ્ન તરીકે તે દિવસે જ્યારે ભોજન માટે નિત્ય પેઠે કહ્યું, ત્યારે બન્નેને ભિક્ષા માટે પધારવા વિનતિ કરી અને બન્નેએ ત્યાં જ ભિક્ષા લીધી.

મંડનમિશ્ર નિરુત્તર થયા, છતાં ઘણા સમયથી માનેલી પૂર્વમીમાંસા શાસ્ત્રની સત્યતા તેમના હૃદયમાંથી દૂર ન થઈ, તેથી તેમણે આચાર્યશ્રીને કહ્યું: 'મારો પરાજય થવાથી મને લેશ પણ ખેદ થતો નથી; પરંતુ ત્રિકાલદર્શી શ્રીજૈમિનિના મતનું ખંડન થયું તેનો મને અતિ ખેદ છે. હજી મને લાગે છે કે શ્રીજૈમિનિ જેવા મુનિનો અભિપ્રાય અસત્ય ન હોઈ શકે.' આથી આચાર્યશ્રીએ એમને પૂર્વમીમાંસાનાં સૂત્રો ટાંકી સમજાવ્યું કે, શ્રીજૈમિનીનો મત અસત્ય નથી; પરંતુ મોક્ષપ્રાપ્તિ માટે તેનું સ્થાન ગૌણ છે; કારણ કે પૂર્વમીમાંસામાં કહેલાં કર્મોથી ચિત્તશુદ્ધિ કરી લેવાની તો જરૂર છે જ; પણ તેટલાથી જ મોક્ષસિદ્ધિ નથી. ચિત્તશુદ્ધિ થયા

પછી શ્રવણ, મનન, નિદિધ્યાસનથી જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય મોક્ષપ્રાપ્તિ થતી નથી, તેથી મોક્ષપ્રાપ્તિમાં પૂર્વમીમાંસાનું સ્થાન જરૂર છે, પણ તે ગૌણ છે અને ઉત્તરમીમાંસાનું સ્થાન મુખ્ય છે. આટલું કહ્યા છતાં મંડનમિશ્રનું જોઈએ તેવું સમાધાન થયેલું આચાર્યશ્રીને ન લાગ્યું, તેથી એમણે શ્રીજૈમિનિનું સ્મરણ કર્યું, જેથી કહે છે કે શ્રીજૈમિનિ ત્યાં પ્રકટ થયા. આચાર્યશ્રીના કથનની સત્યતાની ફરી એમણે પોતે પણ તે જ પ્રમાણે સમજાવી ખાતરી કરી આપી અને કહ્યું : 'આ આચાર્યશ્રી શ્રીશંકરનો અવતાર છે. સત્યયુગમાં શ્રીકપિલે, ત્રેતાયુગમાં શ્રીદત્તાત્રેયે, દ્વાપરમાં શ્રીવ્યાસ ભગવાને અવતારરૂપે પ્રકટ થઈ જ્ઞાન આપી જેમ લોકોને મુક્ત કર્યા તેમ જ આ કલિયુગમાં જ્ઞાની આ આચાર્યશ્રી છે; માટે એમના અભિપ્રાયને અનુસરી આ ભવસાગર તરી જાઓ.' એમ કહી શ્રીજૈમિનિ અંતર્ધાન થયા. હવે મંડનમિશ્રની આચાર્યશ્રીના પક્ષની સત્યતા વિષે ખાતરી થઈ ગઈ. આચાર્યશ્રીની યોગ્યતાનો ખ્યાલ આવ્યો. અજ્ઞાનવશાત્ પોતાનાથી થયેલા અવિનય બદલ નમ્રભાવે ક્ષમા યાચી કહ્યું : 'હું આપનાં દર્શનથી કૃતાર્થ થયો છું. હું મારા માનેલા સર્વ પ્રાણી–પદાર્થોનો ત્યાગ કરી આપને શરણે આવ્યો છું. મારા અંતઃકરણના સર્વ સંશયો દૂર થયા છે. હવે આપની આજ્ઞા મને શિરોમાન્ય છે.'

આપણે જોયું છે કે આચાર્યશ્રીને મંડનમિશ્ર જેવા વિદ્વાનની પોતાના મતના પ્રચારાર્થે જરૂર હતી જ; તેથી હવે પોતાનો પરાજય સ્વીકારી નમ્રપણે શરણે આવી મંડનમિશ્રે આચાર્યશ્રી પાસે સંન્યસ્ત ગ્રહણ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી, ત્યારે આચાર્યશ્રીએ એમને સંન્યાસ આપવા તૈયારી

જણાવી; પરંતુ તે જ સમયે ઉભયભારતીએ આચાર્યશ્રીને કહ્યું : 'સ્ત્રી એ પુરુષનું અર્ધું અંગ છે, માટે જ્યાં સુધી આપે વાદ-વિવાદ કરી મારો પરાજય કર્યો નથી, ત્યાં સુધી આમને શાસ્ત્રાર્થમાં સંપૂર્ણ પરાજિત કર્યા એમ કહી ન શકાય.'

ઉભયભારતીની આવી પતિભક્તિ જોઈને આચાર્યશ્રી ઘણા પ્રસન્ન થયા; પરંતુ જવાબમાં જણાવ્યું કે, એમના આશ્રમધર્મ પ્રમાણે તથા લોકરૂઢિને અનુસરીને પણ સ્ત્રી સાથે શાસ્ત્રાર્થ કરવો અયોગ્ય છે, ત્યારે તે વિદુષી ઉભયભારતીએ આચાર્યશ્રીને કહ્યું : 'આપ તો જ્ઞાની છો, રૂઢિ તથા શાસ્ત્રે રચેલા આશ્રમધર્મથી પર છો, આપને તો આપના જ્ઞાનનો પ્રચાર કરવાનો છે; વળી એક જ બ્રહ્મમાં માનનાર માટે આ ભેદ બંધનકર્તા નથી; ઉપરાંત પૂર્વે પણ યાજ્ઞવલ્ક્ય ઋષિએ ગાર્ગી સાથે તેમ જ જનક વૈદેહીએ સુલભા સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો; માટે મારી સાથે શાસ્ત્રાર્થ કરવામાં કાંઈ પણ આપત્તિ નડતી નથી; તેથી મને પરાજિત કર્યા વિના, મારા સિદ્ધાંતોનું ખંડન કર્યા વિના આપનાથી મારા પતિને શિષ્ય બનાવી સંન્યસ્ત ગ્રહણ ન કરાવી શકાય.' ઉભયભારતીનો આવો અસાધારણ આગ્રહ જોઈ આચાર્યશ્રીએ તેમની સાથે શાસ્ત્રાર્થ કરવાનું સ્વીકાર્યું. બીજા દિવસથી ઉભયભારતી સાથે શાસ્ત્રાર્થ શરૂ થયો. આ શાસ્ત્રાર્થ અનેક વિષયો પર લાગલાગટ સત્તર દિવસ સુધી ચાલ્યો. ફક્ત સંધ્યાવંદન અને ભોજન માટે શાસ્ત્રાર્થ બંધ પડતો. બાકીના સમયમાં ઉભયનું ખંડન-મંડન ચાલ્યા જ કરતું. એ શાસ્ત્રાર્થમાં મંડનમિશ્રની પત્નીએ અપૂર્વ વિદ્વત્તાનો પરિચય આપ્યો, પણ આચાર્યશ્રીનાં અગાધ જ્ઞાન તથા વિદ્વત્તા આગળ એમનો પણ પરાજય થયો.

આ શાસ્ત્રાર્થ સમાપ્ત થયો એટલે મંડનમિશ્રે પ્રાજાપત્ય યજ્ઞ કરી પોતાની બધી માલમિલકતનું દાન કરી આચાર્યશ્રીની પ્રેમપૂર્વક સ્તુતિ કરી. તેઓશ્રીની પાસે આદરપૂર્વક પ્રસન્ન મને પ્રૈષોચ્ચારપૂર્વક* સંન્યાસ ગ્રહણ કર્યો. આચાર્યશ્રીએ તેમને વિધિ અનુસાર સંન્યાસ આશ્રમની દીક્ષા આપીને 'तत्त्वमसि।' વાક્યનો ઉપદેશ આપ્યો અને એ સૂત્ર પર પ્રમાણો આપી તર્ક તથા યુક્તિમય વિસ્તૃત વિવેચન દ્વારા વેદાંતનું ગૂઢ રહસ્ય એમને સમજાવ્યુ. પછી વૈરાગ્ય દૃઢ કરવા કહ્યું: 'આ માનવી સૃષ્ટિનું સુખ તેમ જ સ્વર્ગનું સુખ દુઃખદ નીવડે છે, તેથી શરૂઆતમાં તે અમૃત સમ લાગે છે, પણ અંતે તો વિષ જેવું કડવું જ હોવાની ખાતરી થાય છે; ખરું નાશ ન પામનારું સુખ તો આત્માનું છે અને તે દૃઢ વૈરાગ્ય અને સદ્‌ગુરુસેવા તથા કૃપાના ફળરૂપે જ પ્રાપ્ત થાય છે. શ્રીસદ્‌ગુરુનું માહાત્મ્ય સમજાતાં મંડનમિશ્ર અતિદીન ભાવે આચાર્યશ્રીના ચરણકમળમાં પડ્યા, તેમને આચાર્યશ્રીએ સુરેશ્વરાચાર્ય નામથી વિભૂષિત કર્યા.[3]

મંડનમિશ્રનાં વિદુષી પત્ની ઉભયભારતીએ પણ પતિ સાથે સંસારનો ત્યાગ કર્યો અને સંન્યાસિની બની આચાર્યશ્રીના જ્ઞાનપ્રચારના કાર્યમાં ઘણી મદદ કરી અને પાછળથી આચાર્યશ્રીએ શૃંગેરીમઠની સ્થાપના કરી મંડનમિશ્રને તે મઠના અધિષ્ઠાતા બનાવ્યા, ત્યારે ઉભયભારતી પણ ત્યાં જઈ રહ્યાં. એમણે ત્યાં ઈશ્વરતત્ત્વના વિશેષ અભ્યાસમાં તથા

* પ્રૈષોચ્ચાર–જનોઈના ત્યાગ તથા વાંસદંડ ગ્રહણ કરવાના સમયે, 'મેં સર્વ ત્યાગ્યું છે,' એમ ત્રણ વખત બોલી સર્વ લોક મારા મિત્ર છે એવી ભાવના ઉત્પન્ન કરવા જે વિધિ થાય છે તે પ્રૈષોચ્ચાર કહેવાય છે.

ધર્મોપદેશના કાર્યમાં શાંતિમય જીવન ગાળ્યું. એમનાં સુશીલ સ્વભાવ, વિદ્વત્તા તથા આ પરોપકારના કાર્યથી તેઓ એટલાં બધાં પ્રિય થઈ ગયાં હતાં કે, લોકો તેમને શારદામા યા સરસ્વતીમાથી સંબોધતા અને જ્યારે એમણે દેહ છોડ્યો ત્યારે એમના સ્મારક તરીકે શૃંગેરીમાં શારદા–સરસ્વતી–મંદિર બંધાવ્યું. શૃંગેરી મઠનાં દર્શને જનારની દૃષ્ટિએ આ મંદિર હજી પણ પડે છે, એટલું જ નહિ પણ પ્રતિ સંધ્યા-સમયે જે પ્રેમ, આદર અને ઠાઠથી એમની પૂજા–અર્ચા થાય છે તથા આરતીસમયે લોકસમૂહ તથા આશ્રમવાસીઓ જે માન તથા ભાવ દેખાડે છે, તે ઉપરથી મંડનમિશ્રનાં એ વિદુષી પત્ની તથા આપણી આર્યસંસ્કૃતિનાં સ્ત્રીના સન્માનની સ્મૃતિ તાજી થઈ હૃદયમાં આનંદોર્મિ ઊછળ્યા સિવાય નથી રહેતી.[૪]

---

૩ અને ૪–આચાર્યશ્રીના જીવનના કેટલાક કથાકારોએ આ પ્રસંગો નીચે પ્રમાણે વર્ણવ્યા છે:

ઉભયભારતીનો શાસ્ત્રાર્થ કરવાનો આગ્રહ જોઈ આચાર્યશ્રીએ ઉભયભારતી સાથે શાસ્ત્રાર્થ કરવાનો સ્વીકાર કર્યો. ઉભયભારતી સાથે અનેકાનેક શાસ્ત્રોના પ્રશ્નો તથા ઉત્તરો થતાં થતાં સત્તર દિવસ થવા આવ્યા; છતાં આચાર્યશ્રીને તેઓ પરાજિત ન જ કરી શક્યાં; તેથી છેવટે થાકી, એમણે આચાર્યશ્રીને એમના અનુભવની બહારનો–કામશાસ્ત્રનો પ્રશ્ન એવો ટોળ કરી પૂછ્યો કે, આપ તો સર્વજ્ઞ છો તો આ પ્રશ્નનો ઉત્તર પણ આપી શકશો જ. હું આપને પૂછું છું કે, (૧) કામની કળાનું સ્વરૂપ કેવું છે, (૨) એની કેટલી કળા છે? (૩) કોને આધારે આ કામદેવ રહે છે? (૪) એ કામદેવની સ્થિતિ કેવા પ્રકારની છે? (૫) શુક્લ અને કૃષ્ણ પક્ષમાં પુરુષમાં અને સ્ત્રીમાં કામદેવ ક્યાં ક્યાં રહે છે? પોતાની સર્વજ્ઞતાની શક્તિથી આચાર્યશ્રી આ પ્રશ્નોના જવાબો આપવાને શક્તિમાન હતા, છતાં જો એ ઉત્તરો આપે તો એમના સંન્યસ્તાશ્રમને એ લાંછનરૂપ ગણાય અને પ્રશ્નોનો ઉત્તર

# ૧૩ : કાપાલિકનો નૃસિંહરૂપે વધ

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥
आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥
तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥

(ભગવદ્‌ગીતા અ. ૧૬)

'બલ, દર્પ, અહંકાર, કામ ને ક્રોધ આશ્રયી;
દ્વેષે મને અસૂયાળા સ્વપર દેહને વિશે.
અક્કડ-ને ગુમાની ને ધન માન મદાંધ તો;
યજે છે નામના યજ્ઞે દંભથી વિધિના વિના.'
દ્વેષીઓ તેહ પાપીને, તે નરાધમ ક્રૂરને;
સદા ફેંકું છું સંસારે આસુરી યોનિમાં જ હું.

-ન્હાનાલાલ

મંડનમિશ્રને સ્વસંપ્રદાયમાં દાખલ કરી આચાર્યશ્રી કેટલોક વખત નર્મદાકિનારે રહ્યા અને પછી અસત્

---

ન આપે તો પરાજિત થવું પડે; આથી આચાર્યશ્રીએ આ પ્રશ્નોના ઉત્તર આપવા માટે એક માસની મુદત આપવા વિનતિ કરી જે તેણે માન્ય રાખી.

પછી આ માસની મુદત દરમ્યાન એક દિવસ એમના શિષ્યો સાથે ફરતાં ફરતાં આચાર્યશ્રીએ એક રાજાને વૃક્ષતળે મરણ પામેલો જોયો અને તેની આસપાસ એ રાજા સાથે પર્યટન કરવા નીકળેલી એની રાણીઓ વિલાપ કરતી બેઠી હતી. આ જોઈ આચાર્યશ્રીએ પોતાના શિષ્યોને પાસે બોલાવી કહ્યુ : 'આ શિકારાર્થે નીકળેલા અમરકરાજા પરિશ્રમવશાત્ મૃત્યુ પામ્યા છે. તેમનું આ શરીર છે. યોગબળે એમના શરીરમાં પ્રવેશ કરી, કામશાસ્ત્રનો અનુભવ લઈ ઉભય-ભારતીના પ્રશ્નોના ઉત્તરો આપવા હુ ઇચ્છુ છું.' પદ્મપાદ તથા અન્ય

મતોના ખંડન અને પોતાના અભેદમાર્ગના પ્રચારાર્થે ભારત ખંડમાં ભ્રમણ કરતા કરતા દક્ષિણ દેશમાં શ્રીશૈલપર્વત પર પધાર્યા ત્યાં પાતાલગંગા નામની પવિત્ર નદીમાં સ્નાન કરી તથા મલ્લિકાર્જુનની પૂજા કરી કેટલોક સમય ત્યાં વ્યતીત કર્યો ત્યાં એમના સુયોગ્ય શિષ્યોને શારીરિક ભાષ્યાદિ

શિષ્યોએ વિનયપૂર્વક કહ્યું ' આપના જેવા આદર્શ સંન્યાસી આચાર્યને આ ન મા પાડનાર કામશાસ્ત્રનો અનુભવ લેવો યોગ્ય નથી ' આચાર્યશ્રીએ પોતાની અભિમાનરહિત નિઃસંગ નિર્લેપ અવસ્થાની યાદ આપી જનકવિદેહી નગરના દૃષ્ટાંતો આપ્યા અને કહ્યું ' આગલો માર્ગ અધિકાર હોના છતા દુ શિષ્ટ લોકોની મર્યાદાનો લોપ કરવા ઇચ્છતો નથી તેથી જ બીજા શરીરમાં પ્રવેશ કરવા ઇચ્છું છું, માટે આમાં કંઈ વાંધાપડતું નથી એ પ્રમાણે શિષ્યોનું સમાધાન કરી, પોતાના સ્થૂળ શરીરને સાવધપણે સાચવવાનું કાર્ય એમને સોંપ્યું અને પછી તરત જ પોતાના સ્થૂળ શરીરને છોડી, પોતાના સૂક્ષ્મ શરીરથી એટલે કે પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન તથા બુદ્ધિના સત્તર તત્ત્વવાળા સૂક્ષ્મ યા લિંગશરીરથી આચાર્યશ્રીએ મરણ પામેલા અમરક રાજાના નિશ્ચેષ્ટ થઈ પડેલા શરીરમાં બ્રહ્મરંધ્ર (શિર)માર્ગથી ધીરે ધીરે પગના અગ્રભાગ સુધી પ્રવેશ કર્યો એટલે અમરક રાજાના શરીરમાં ફરી ચેતના પ્રગટી અને રાજા જાણે કાંઈ જ ન થયું હોય તેમ ઊઠી ઊભા થયા મૃત્યુમુખમાંથી બચી ગયેલા રાજાને આ પ્રમાણે જોઈ આસપાસ વિલાપ કરતી બેઠેલી રાણીઓ તથા રાજાના સગાસંબંધી, અમાત્યો તથા સૈનિકોના આનંદનો કંઈ પાર ન રહ્યો સર્વે રાજાની સાથે રાજધાનીમાં પાછા ફર્યા

અલ્પ સમયમાં જ પ્રથમના અમરક મહારાજ અને આ પુનર્જીવિત થયેલા અમરકના સ્વભાવ તથા રાજ્યરીતિમાં આભ જમીન જેટલો ફેર પડી ગયેલો ફેરફાર રાજ્યના પ્રધાનો, અધિકારીઓ તથા અન્ય સગાસંબંધી વગરને દૃષ્ટિગોચર થયો હવે તો અમરક ઉત્તમ વિધિ-વિધાનપૂર્વક લોકહિતના કાર્યો અમલમાં મૂકી રાજ્યની

ગ્રથો ભણાવ્યા ત્યા આગળ જ સુરેશ્વરાચાર્ય અને બીજા શિષ્યોએ પાશુપત, શૈવ, માહેશ્વર, વૈષ્ણવ આદિ સપ્રદાયના વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કરી તેમના મતોનુ ખડન કરી વિજય મેળવ્યો આચાર્યશ્રીએ પણ ચર્ચા તથા વ્યાખ્યાનો કરી વિરુદ્ધ મતો અને નાસ્તિકપણુ દૂર કર્યા અને સ્પર્શ દ્વારા

અનેક પ્રકારે ઉનતિ  રી ગ તની નિયામશક્તિ, નિરૂત્તા, જ્ઞાન અને ગભીરતા જોઈ સર્વ આશ્ચર્ય પામ્યા આ ઉપરથી વિદ્વાન, અનુભવી, કાર્યકુશળ પ્રધાન આ બાબત પર ચર્ચામસનત કરી એવા નિર્ણય પર આ ના કે, પહેલાના અમારા મહાન રાજા મૃત્યુ પામ્યા છે, એ નિશ્ચિત છે, પરતુ પૂર્વના એ મહારાજાના શરીરમા કોઈ સમર્થ યોગીએ પોતાના કાઈક કાર્ય માટે પ્રવેશ કરેલો છે આ પ્રવેશ કરનાર યોગીએ જરૂર પોતાનો પૂર્વદેહ કોઈ પણ ઠેકાણે સભાળપૂર્વક બાધી મુદત સુધી સાચવી રાખવા સોંપેલો હોવો જોઈએ એ પૂર્વદેહનો જો નાશ નહિ કરવામા આવે તો આ યોગી મહારાજ એમણે નક્કી કરેલી મુદતમા પોતાનુ કાર્ય પૂર્ણ કરી આ શરીર છોડી દેશે અને અત્યારે થયેલી રાજ્યની ઉનતિ, પ્રજાના સુખ વગેરે અટકી જશે, આથી એ યોગીના પૂર્વદેહની તપાસ-શોધ કરી જો તે મળી આવે તો તે તેના રખેવાળ પાસેથી લાલચ આપી યા બળજબરીથી લઈને તેનો નાશ કરી નાખવો જોઈએ કે જેથી એ યોગી પાછા ન જઈ શકે અને આપણુ રાજ્ય અને પ્રજા આવા કાર્યદક્ષ ચારિત્ર્યશીલ રાજા વિનાના પાછા ન બની જઈ ।

ઉભયભારતી પાસે આચાર્યશ્રીએ એમના પ્રશ્નોના ઉત્તર આપવાનો જે એક મહિનાનો સમય માગી લીધો હતો તે હવે પૂરો થવા આવ્યો, તોપણ ગુરુશ્રીએ હજી પોતાના આ દેહમા પ્રવેશ નથી કર્યો, આચાર્યશ્રીની દેહરક્ષા કરનારા શિષ્યો સચિત વિચાર કરવા લાગ્યા કે, હવે એમણે શુ કરવુ ? પછી એક યોજના નક્કી કરી તેને અનુસરી પ્રેમળ પદ્મપાદ એના કેટલા ગુરુબધુઓને સાથે લઈ સુદર સગીતકાર બની અમરુકરાજની રાજસભામા ગયા,

અધ્યાત્મશક્તિનુ અધિકારી મુમુક્ષુને દાન કરીને તેમના હૃદયમાં નિદ્રાવસ્થામા પડેલી ધર્મભાવના જાગ્રત કરી આપી, આથી ત્યાના સર્વ લોકોએ આચાર્યશ્રીનો અભેદમાર્ગ સ્વીકાર્યો. આ જોઈ ત્યા વસતા દુષ્ટ કાપાલિક સપ્રદાયના અનુયાયીઓ બહુ નારાજ થયા અને તેથી એમણે આચાર્યશ્રીને ગુપ્ત

---

ત્યા એ શિષ્યોએ વૈરાગ્યપૂર્ણ સગીત ગાઈને 'રાજા'(પૂર્વના પોતાના આચાર્યશ્રી)નુ પૂર્વસ્મરણ જાગૃત થવા યત્ન કર્યો રાજા બનેલા આચાર્યશ્રીએ પોતાના શિષ્યોને તરત જ ઓળખ્યા અને કામશાસ્ત્ર પર લખેલો પોતાનો ગ્રથ પદ્મપાદના હાથમા સમર્પણ કરી કહ્યુ 'હુ આવુ છુ, ચિંતા ન કરશો ' પોતાના મગ ચેદ્રને આ પ્રમાણે જાગૃત કરી, સગીતાચાર્યના રૂપ ધારણ કરેલા શિષ્યો આનદપૂર્વક આચાર્યશ્રીએ આપેલા ગ્રથ સહિત પાછા પોતાની ગુફાએ આવ્યા ત્યા આવી જુએ છે તો રાજ્યના ગુપ્તચરોએ આચાર્યશ્રીના સમાધિમગ્ન દેહનો પત્તો મેળવી, ગુફામા આવી જે શિષ્યોને રક્ષાનુ કાર્ય સોપ્યુ હતુ તેમની પાસેથી તે દેહ છીનવી લીધો હતો અને કાષ્ટની ચિતા રચી દેહને તેના પર મૂકી અગ્નિસસ્કાર કરી રહ્યા હતા તે જ ક્ષણે પદ્મપાદ વગેરેને વચન આપ્યા પ્રમાણે આચાર્યશ્રીએ ધારણ કરેલા અમરક રાજાના શરીરનો ત્યાગ કરી પોતાના ચિતા પર મૂકેલા શરીરમા પોતાના સૂક્ષ્મ શરીર વડે પ્રવેશ કર્યો ચિતા પર મૂકેલુ આચાર્યશ્રીનુ શરીર હાલવા લાગ્યુ આ જોઈ ગુપ્ત સેના તથા રાજસેવકો ભય પામ્યા અને નાસી ગયા આચાર્યશ્રી ચિતા-શય્યાનો ત્યાગ કરી પોતાના સર્વ શિષ્યો પાસે આવી પહોચ્યા, જેથી શોકમા ડૂબેલા શિષ્યવર્ગમા આનદ આનદ થઈ રહ્યો

ત્યાર બાદ આચાર્યશ્રી શિષ્યો સહિત માહિષ્મતી નગરીમા ગયા અને ત્યા ઉભયભારતીના હાથમા પોતાના હાથનુ લખેલુ પુસ્તક સુપરત કર્યુ પુસ્તક વાચી પ્રસન્ન થઈ એમણે આચાર્યશ્રીની આ પ્રમાણે સ્તુતિ કરી કહ્યુ 'હે બ્રહ્મન્, આપ સર્વ વિદ્યાના સ્વામી છો, સર્વ પ્રાણીઓના સ્વામી છો, બ્રહ્માના પણ અધિપતિ, સાક્ષાત્ સદા-

રીતે મારી નાખવાનો પ્રપંચ રચ્યો એ ઉદ્દેશથી એમણે એમનામાંના પ્રપંચજાળમાં નિષ્ણાત એક કાપાલિકને એ કાર્ય સોંપ્યું આ ઉગ્રભૈરવ કાપાલિકે પોતાની પર શ્રદ્ધા બેસાડવા પ્રથમ તો પોતાના કાપાલિકધર્મનો ત્યાગ કર્યો, આચાર્યશ્રીનો અભેદમાર્ગ સ્વીકાર્યો, એમના શિષ્યત્વનો સ્વીકાર કર્યો અને આચાર્યશ્રીની સમીપની સર્વ સેવામાં પ્રવૃત્ત

શિર છો કામશાસ્ત્ર ઈ આપનાથી અજાણ્યું નથી છતાં શિષ્ટાચારને માન આપી અમરુ રાજાના શરીરમાં પ્રવેશ કરી આપે કામકળાનો અભ્યાસ કરી મનુષ્યનીનાનું અનુકરણ કર્યું છે, એવી હવે અમને અમારી જ્ઞાનદૃષ્ટિએ ખાતરી થઈ ચૂકી છે આપે અમને જીતી લીધા છે તે અમો ખુશીથી છીએ હવે માન સ્વામીને પણ સંસાર પર પૂર્ણ વૈરાગ્ય થયો છે, માટે હવે આપ એમને ખુશીથી સંન્યાસદીક્ષા આપી કૃતાર્થ કરો હું સત્યલોકમાં જાઉં છું ત્યાં જવાની હે જગદ્ ગુરુ! હવે મને આજ્ઞા આપો આચાર્યશ્રીએ કહ્યું 'તમારી પતિ ભક્તિએ મને મુગ્ધ કરી દીધો છે તમો સાક્ષાત્ સરસ્વતીના અવતાર હોવાની તમારી શાસ્ત્રચર્ચા પરથી મને ખાતરી થઈ છે ભવિષ્યમાં મારા મુખ્ય આશ્રમો ચાર સ્થાનમાં સ્થપાશે તે આશ્રમોમાં મારા શિષ્યપરંપરા દ્વારા અભેદ-અદ્વૈત માર્ગના જ્ઞાનનો અસ્ખલિત પ્રવાહ વહે, મારી શિષ્યપરંપરામાં તમારું તેજ રહે, એવી તમને-સરસ્વતીને મારી પ્રાર્થના છે મારા શિષ્યો તમને ઘણું જ માન આપશે અને તમારી ઉપાસના કરશે, માટે આટલી મારી પ્રાર્થના સ્વીકારી સુખેથી જાઓ' સરસ્વતી આચાર્યશ્રીની આ માગણીનો સ્વીકાર કરી આકાશ માર્ગે પોતાના ધામમાં પધારી ગયા પછી આચાર્યશ્રીએ મંડનમિશ્રને સંન્યાસ આપી વેદાંતમાં રહેલા આ મતતત્ત્વનો ઉપદેશ કર્યો અને સુરેશ્વર એવું નામ આપી તેમને પોતાના પટ્ટશિષ્ય તરીકે સ્વીકાર્યા

ઉપરના કથનમાં અમને નીચેની બાબતો બંધબેસતી લાગતી નથી, જોકે અમને આચાર્યશ્રીના 'કાયાપ્રવેશ' કરવાના સામર્થ્ય

લાભ લઈ એણે આચાર્યશ્રીને અતિ નમ્ર ભાવે વિનતી કરી : 'હે પ્રભો ! કૈલાસમાં આ શરીરે જવાની અભિલાષાથી મેં સો વર્ષ સુધી લાગલાગટ ઉગ્ર તપ કરી ભૈરવનાથને પ્રસન્ન કર્યા, ત્યારે પ્રસન્ન થયેલા મારા ઇષ્ટદેવ ભૈરવનાથે મને જણાવ્યું: 'જો તું કોઈ સર્વજ્ઞ પુરુષનું અથવા કોઈ મહારાજાનું માથું મારા નિમિત્તે અગ્નિમાં હોમીશ, તો તું આ શરીરે મારી કૃપા વડે કૈલાસમાં જઈ શકીશ.' ભૈરવનાથની આ માગણી સાંભળી મેં આવા પુરુષના માથા માટે ઘણું ભ્રમણ કર્યું, પણ હજુ સુધી મને કોઈ સર્વજ્ઞ પુરુષ મળ્યા નથી અને મહારાજાનું તો મસ્તક મેળવાય જ કેમ ? મહારાજાનો શિરચ્છેદ કરવો એટલે જે શરીરે મારે કૈલાસ જવું છે તે જ શરીરને ફાંસીનું ચોક્કસ આમંત્રણ આપવા જેવું થાય. હે કૃપાળુ ! આપનાં સર્વજ્ઞપણું, દયાળુપણું, સુશીલતા ઇત્યાદિ શુભ ગુણોની લોકો દ્વારા કીર્તિ સાંભળી, આપની પરોપકારવૃત્તિ લક્ષમાં લઈ મેં આપનું શરણ ગ્રહ્યું છે. આપ મને

---

શાસ્ત્રને ચર્ચા કે વાદનો પ્રસ્તુત વિષય માની લઈએ, તોપણ પ્રશ્નોમાં રહેલી અસભ્યતા અને બ્રહ્મચર્યમાંથી સંન્યસ્ત લેનારા આચાર્યશ્રી જેવાઓને એ પ્રશ્નો પૂછવાની અયોગ્યતાને લીધે આ ચર્ચાને આ પ્રશ્નોથી નીચી કક્ષા યા સપાટી પર લઈ જવા જેવું છે.

( ૩ ) ઉભયભારતીને પોતાના પ્રશ્નોના ઉત્તર મળ્યા બાદ તેઓએ સમાધિ લીધી, સત્યલોકમાં એ કથન વિરુદ્ધ પ્રત્યક્ષ પુરાવો એ માનનીય વિદુષી સ્ત્રીની શૃંગેરીમઠમાં સમાધિ છે ત્યાંનું મંદિર છે. અમારા કથનને શ્રી નથુરામ શર્મા તથા સ્વ૦ ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈનાં પુસ્તકો પરથી પણ સમર્થન મળે છે.

છતાં અમારો જ મત ગ્રાહ્ય છે એવો અમારો આગ્રહ ન હોવાથી વાચકની જાણ માટે અન્ય લેખકોનો વૃત્તાંત આપ્યો છે, તે પરથી એ પોતાને યોગ્ય લાગે તે ગ્રહણ કરે.

થયો, એ હેતુથી કે આચાર્યશ્રી એકલા એકાંતમાં હોય ત્યારે એમનું ખૂન સહેલાઈથી થઈ શકે. આચાર્યશ્રીને તો જીવનની કાંઈ કાળજી ન હોઈ નિર્ભય અવસ્થામાં સદા વિરાજતા હોવાથી એમને તો આ કપટી કાપાલિકનો અવિશ્વાસ ન ઊપજ્યો; પરંતુ આચાર્યના વિશ્વાસુ શિષ્યો, કાંપાલિકો ઘણા ભયંકર લોકો છે, નાના પ્રકારની સિદ્ધિ બતાવી પેટ ખાતર લોકોનું ફાવે તે અનિષ્ટ કરવા ચૂકતા નથી એ સારી રીતે જાણતા હતા; તેથી આ કાપાલિકની પાસે જ રાતદિવસ રહેતા. આથી આ નરપિશાચની એકાંતમાં ખૂન કરવાની આ યુક્તિ તો સફળ ન થઈ; તેથી તેણે આચાર્યશ્રીની જ સંમતિ મેળવી પછી શિરચ્છેદ કરવાની બીજી યુક્તિ આદરી. એક દિવસ આચાર્યશ્રીથી સર્વ શિષ્યો થોડા દૂર હતા તે સમયનો

---

વિશે લેશ પણ શંકા નથી, પરકાયાપ્રવેશ યોગીઓને અશક્ય નથી.*

(૧) અધ્યાત્મશાસ્ત્રના શાસ્ત્રાર્થમાં જ એકેકને પરાજિત કરવાની ભિક્ષા આચાર્યશ્રીએ માગેલી અને મંડનમિશ્રે સ્વીકારેલી. અધ્યાત્મશાસ્ત્રમાં તર્ક તથા ન્યાયની દૃષ્ટિએ કામશાસ્ત્રનો સમાવેશ ન થાય; એ શાસ્ત્ર તો ઠરેલા શાસ્ત્રાર્થમાં અપ્રસ્તુત વિષય જ લેખાય.

(૨) સર્વપક્ષે જેમને આદરણીય, પૂજ્યર્દ, ન્યાયાસને મધ્યસ્થી તરીકે સાક્ષાત્ સરસ્વતીનાં અવતાર, ભરતભૂમિનાં ગૌરવ ગણી એક વખત નીમ્યાં હતાં, તે ઉભયભારતી પોતાના સ્વાર્થ ખાતર અપ્રસ્તુત વિષય પર પોતે જ પ્રશ્ન કરે એ પવિત્ર વિદુષી સ્ત્રીનાં બુદ્ધિમત્તા અને ન્યાયી ભાવનાનું અપમાન કરવા જેવું છે. દલીલ ખાતર કામ-

---

* बन्धकारणशैथिल्यात्प्रचारसंवेदनाच्च चित्तस्य परशरीरावेशः ॥

પાતંજલ યોગસૂત્ર–વિભૂતિપાદ ૩, શ્લોક ૩૭

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ, નિર્વાણ પ્રકરણ, પૂર્વાર્ધ સર્ગ ૮૨ મો પણ જુઓ.

લાભ લઈ એણે આચાર્યશ્રીને અતિ નમ્ર ભાવે વિનતી કરી 'હે પ્રભો! કૈલાસમા આ શરીરે જવાની અભિલાષાથી મે સો વર્ષ સુધી લાગલાગટ ઉગ્ર તપ કરી ભૈરવનાથને પ્રસન્ન કર્યા, ત્યારે પ્રસન્ન થયેલા મારા ઇષ્ટદેવ ભૈરવનાથે મને જણાવ્યુ 'જો તુ કોઈ સર્વજ્ઞ પુરુષનુ અથવા કોઈ મહારાજાનુ માથુ મારા નિમિત્તે અગ્નિમા હોમીશ, તો તુ આ શરીરે મારી કૃપા વડે કૈલાસમા જઈ શકીશ ' ભૈરવનાથની આ માગણી સાભળી મે આવા પુરુષના માથા માટે ઘણુ ભ્રમણ કર્યું, પણ હજુ સુધી મને કોઈ સર્વજ્ઞ પુરુષ મળ્યા નથી અને મહારાજાનુ તો મસ્તક મેળવાય જ કેમ? મહારાજાનો શિર ચ્છેદ કરવો એટલે જે શરીરે મારે કૈલાસ જવુ છે તે જ શરીરને ફાસીનુ ચોક્કસ આમત્રણ આપવા જેવુ થાય હે કૃપાળુ! આપના સર્વજ્ઞપણુ, દયાળુપણુ, સુશીલતા ઇત્યાદિ શુભ ગુણોની લોકો દ્વારા કીર્તિ સાભળી, આપની પરોપકાર વૃત્તિ લક્ષમા લઈ મે આપનુ શરણ ગ્રહ્યુ છે આપ મને

---

શાસ્ત્રને ચર્ચા કે વાદનો પ્રસ્તાવ નિયમ માની લઈએ, તોપણ પ્રશ્નોમા રહેલી અસભ્યતા અને બ્રહ્મચર્યમાથી વનસ્પ લેનાર આચાર્યશ્રી જેવાઓને એ પ્રશ્નો પૂછવાની અયોગ્યતાને લીધે આ ચર્ચાને આ પ્રશ્નોથી નીચી કક્ષા યા સપાટી પર લઈ જવા જેવુ છ

( ૩ ) ઉભયભારતીને પોતાના પ્રશ્નોના ઉત્તર મળ્યા બાદ તેઓએ સમાધિ લીધી, નવલો મા એ કથન વિરુદ્ધ પ્રત્યક્ષ પુરાવો એ માન નીય વિદુષી સ્ત્રીની શૃંગેરીમઠમા સમાધિ છે ત્યાનુ મદિર છે આમા । થનને શ્રી નથુરામ શર્મા તથા ર૦ ડો હરિપ્રસાદ વ દેસાઈના પુસ્તક પરથી પણ સમર્થન મળે છે

બ્ના અમારો જ મત ગ્રાહ્ય છે એવો અમારો આગ્રહ ન હોવાથી વાચકની જાણ માટે અન્ય લેખકોનો વૃત્તાત આપ્યો છે, તે પરથી એ પોતાને યોગ્ય લાગે તે ગ્રહણ કરે

નિરાશ નહિ કરો એની મને ખાતરી છે. જોકે પ્રાણીમાત્રને પોતાનું જીવિત પ્રિય હોય છે અને તેથી કોઈની પાસે તેના માથાની માગણી કરવી એ તદ્દન અનુચિત કહેવાય, છતાં આપ તો સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ છો, આપને સ્વશરીરમાં મમતા નથી, આપ પરોપકારમાં પ્રીતિવાળા છો એ જોઈ મેં આવી માગણી કરવાનું સાહસ કર્યું છે. વૃત્રાસુરનો નાશ કરવા વજ્ર બનાવવા માટે દધીચિમુનિએ પોતાનાં હાડકાં ઇંદ્રને પ્રસન્નતાપૂર્વક આપ્યાં, તેવી જ રીતે જીમૂતવાહન નામના વિદ્યાધરના રાજાએ પણ ગરુડને નાગના રક્ષણ માટે પોતાનું શરીર આપ્યુ હતું. એ સર્વ તો આપ જાણો જ છો. મારે મન આપ એ મહાત્માઓથી કોઈ પણ રીતે ત્યાગ તથા પરોપકારવૃત્તિમાં ઊતરતા નથી, તેથી આપને કરગરી વિનતિ કરું છું કે, મારી મનઃકામના સિદ્ધ કરવાની આપ સંમતિ આપો.'

આચાર્યશ્રી તો શરીરમોહથી વિરક્ત જ હતા. એ તો મહાસમાધિ લેવા પણ તત્પર થયેલા તે આપણે જોઈ ગયા; એટલે ઈશ્વરી પ્રેરણા તથા સંકલ્પથી આ કાપાલિક એમના શિરની માગણી કરે છે, એમ સમજી એમણે કાપાલિકની વિનંતીનો અતિ પ્રસન્નતાપૂર્વક સ્વીકાર કર્યો અને આ કાર્ય તદ્દન એકાંતમાં કરી લેવા કાપાલિકને સલાહ આપી; કારણ કે શિષ્યો જો હાજર હોય તો આ કાર્યમાં જરૂર વિઘ્ન નાખે. સર્વ દૃશ્યને મિથ્યા અનુભવતા ગંભીર હૃદયવાળા આચાર્યશ્રીએ આ બનેલા પ્રસંગની વાત કોઈ પણ શિષ્યને જણાવી નહિ. આચાર્યશ્રીના ઉદાર વચનથી પ્રસન્ન થયેલો દુષ્ટ કાપાલિક તો એના ક્રૂર કાર્ય માટે અનુકૂળ સમયની રાહ ચાતક પક્ષી પેઠે જોઈ જ રહ્યો હતો, તેવામાં એક દિવસ એણે જોયું કે, આચાર્યશ્રી એકલા બ્રહ્માકાર વૃત્તિ કરી સુસ્થિર

થયા છે, ઘણા શિષ્યો સ્નાનાદિ માટે દૂર ગયેલા છે. આવી રીતના એકાંતમાં આચાર્યશ્રીને નિર્વિકલ્પ સમાધિમાં આરૂઢ થયેલા જોઈને તે કાપાલિકે હવે ખરો લાગ આવ્યો છે એમ જાણી, પોતાની પાસે રાખેલા, અતિ તીક્ષ્ણ ધારવાળા ત્રિશૂલને આચાર્યશ્રીના શિરચ્છેદ માટે જ્યાં ઉપાડે છે ત્યાં તો-પદ્મપાદને એક સ્થળે શ્રીગુરુનુ ચિંતન કરતા બેઠા હતા ત્યાં-ધ્યાનાવસ્થામાં કાપાલિકના આ પ્રપંચની ખબર પડી, તેથી તે ત્યાં દોડતા આવ્યા. જુએ છે તો કાપાલિકે ત્રિશૂલ આચાર્યશ્રીને મારવા ઉપાડ્યુ છે; આથી એમણે તરત જ પોતાના પૂર્વના ઉપાસ્ય દૈવત નૃસિંહ ભગવાનનુ સ્મરણ કરી મંત્રબળથી નૃસિંહસ્વરૂપ ધારણ કરી આ ક્રૂર કાપાલિક-ને ગગનભેદી ગર્જના સાથે ચીરી નાખ્યો અને આચાર્ય-શ્રીને બચાવી લીધા.

આ સમયે આચાર્યશ્રી ધ્યાનાવસ્થામાંથી જાગૃત થયા તથા અન્ય શિષ્યો પણ ગર્જના સાભળી ત્યા દોડી આવ્યા, તો ત્યાં નૃસિંહસ્વરૂપે ભગવાન જોવામાં આવ્યા. એમને જોતાં જ આચાર્યશ્રીએ તેમની પુષ્કળ પ્રાર્થના તથા સ્તુતિ કરી. ત્યારે ભગવાને પોતાના સ્વરૂપને સમેટી લીધુ અને ભગવાનના સ્થાન પર પદ્મપાદના શરીરની પ્રતીતિ થઈ. પદ્મપાદે આચાર્યશ્રીને ત્યાર પછી બનેલો બનાવ સવિસ્તર કહી બતાવ્યો અને પોતે અહોબલ નામના પર્વતના વનમા રહીને પૂર્વે લાંબા સમય સુધી ભગવાન નૃસિંહનુ આરાધન કરી તેમની કૃપા સપાદન કરેલી; તે કૃપાના જ ફળરૂપે આજે આ કાર્ય કરવા એ શક્તિમાન થયા હતા એમ જણાવ્યુ. આચાર્યશ્રીએ જોયુ કે ભક્ત-ભગવંત એક, અદ્વૈત સિદ્ધાંત પ્રતિપાદન કરવા ભગવાને નૃસિંહરૂપે આ લીલા રચી હતી.

# ૧૪ : આચાર્યશ્રીનો શિષ્યસંપ્રદાય

પદ ગઝલ

અગર હૈ જ્ઞાનકો પાના, તો ગુરુકા જા શરણ ભાઈ. (ધ્રુ)
જટા શિર પર રખાનેસે, ભસ્મ તનમેં રમાનેસે;
સદા ફલમૂલ ખાનેસે, કભી નહિ મુક્તિકો પાઈ. ૧
બને મૂરત પુજારી હૈ, તીરથ યાત્રા પિયારી હૈ;
કરે વ્રત નેમ ભારી હૈ, ભરમ મનકા મિટે નાહીં. ૨
કોટિ સુરજ શશીતારા, કરે પરકાશ મિલ સારા;
વિના ગુરુ ઘોર અંધારા, ન પ્રભુ કા રૂપ દરસાઈ. ૩
ઈશ સમ જાન ગુરુદેવા, લગા તન મન કરો સેવા;
બ્રહ્માનંદ મોક્ષપદ મેવા, મિલે ભવબંધ કટ જાઈ. ૪

... .. ...

ત્યાં દીઠો એક મનોહર મઠ, જ્યાં વિદ્યાર્થીની ભીડી ઠઠ.
કો ભણે બ્રહ્મવિદ્યા નિર્મળ, ધર્મશાસ્ત્ર ભણે કો પાતંજલ.
કો મીમાંસા શાસ્ત્ર ન્યાય વ્યાકરણ, કો વેદાંતે વિખાણે અરાણુંશાણું.
છે અધ્યયન ગબ્દોનો મોટો તાપ, ફરતો સંભળાયે બે કોશ.

(શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૦ પૂર્વાર્ધ, કડવું ૧૦)

ગુરુભક્તિવશાત્ દુષ્ટના સંહારમાં રહેલા મનુષ્યવધના પાતકની લેશ પણ પરવા નહિ કરનાર પદ્મપાદના નિમિત્તથી નૃસિંહ ભગવાનનાં દર્શન કર્યા પછી આચાર્યશ્રી કેટલાક દિવસ ત્યાં શૈલપર્વત પર રહ્યા. પછી ત્યાંથી ગોકર્ણક્ષેત્રમાં ત્રણ દિવસ રહી, હરિશંકર નામના ક્ષેત્રમાં જઈ પછી મૂકાંબિકા નામના દેવીના મંદિરમાં આચાર્યશ્રી પધાર્યા અને ત્યાંથી શ્રીવલિ નામના આશરે બે હજાર બ્રાહ્મણોની વસતીવાળા ગામમાં ગયા. ત્યાંના બ્રાહ્મણો નિષ્ઠા સહિત યજ્ઞયાગાદિ ધર્મકાર્ય કરતા હતા; તથા વેદ આદિ શાસ્ત્રનાં અધ્યયન, વેદાંતચર્ચા, બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિ અને ઇષ્ટનિષ્ઠામાં જીવન વ્યતીત કરતા હતા. ત્યાં અનેક શાસ્ત્રોમાં પારંગત, યજ્ઞયાગપરાયણ પ્રભાકર

નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે હરેક પ્રકારે સુખી હતો; પરંતુ તેને એક દુઃખ હતું. તેને એક તેર વર્ષનો સુંદર જ્યોતિર્મય મુખાકૃતિવાળો પણ મોઢેથી કાંઈ પણ ન બોલતો ગૂંગો, ગાંડા જેવો છોકરો હતો. તે દુનિયાની પ્રવૃત્તિમાં, રમતગમતમાં જરા પણ ધ્યાન આપતો નહિ. પણ ચૂપચાપ બેસી રહેતો. ક્ષુધા–તૃષ્ણા, ઘૃણા–લજ્જા, દ્વેષ–હિંસા, ટાઢ–તાપ વગેરેની પરવા કર્યા વિના કોઈ ઊંડા વિચારમાં પડી ગયેલો જણાતો. તેની આગળ ભોજન મૂકવામાં આવે તો કોઈ વખત ખાતો તો કોઈ વખત ખાતો જ નહિ. તેની સમાન વયનાં બાળકો એની પાસે આવી જુલમ કરતાં, તોપણ તે કાંઈ બોલતો નહિ કે પ્રતિકાર કરતો નહિ. છતાં એની વૃત્તિ સર્વદા આનંદમય ભાસતી. ઘણા વૈદ્યોની દવા કરી મંત્ર, તંત્ર, યજ્ઞયાગ, ઝાડઝૂડ, ભૂવા, જતિ વગેરે સર્વ ઉપચારો કરાવ્યા; પરંતુ પુત્રના સ્વભાવમાં જરા પણ ફરક પડ્યો નહિ; આથી આચાર્યશ્રી પધાર્યા ત્યારે એમની ખ્યાતિ સાંભળી પ્રભાકર શાસ્ત્રી પોતાના એ પુત્રને લઈ આચાર્યશ્રી પાસે આવ્યા. આચાર્યશ્રીનાં વિધિપુરઃસર પોતે દર્શન–પૂજન કરી, પુત્ર પાસે કરાવીને પછી તેમણે પુત્રની સર્વ હકીકત આચાર્યશ્રીને જણાવી.

આચાર્યશ્રીએ મસ્તક પર હાથ મૂકી છોકરાને પૂછયું : 'ભાઈ, તું આવો જડવત્ શા માટે રહે છે? શું તું જડ છે?' છોકરાએ કહ્યું : 'હે સદ્ગુરો, હું જડ નથી. શરીર જડરૂપ છે. હું તેને પ્રકાશનારો ચૈતન્ય સ્વરૂપવાળો છું. મારામાં અંતઃકરણના, પ્રાણના, ઇંદ્રિયોના તથા શરીરના ધર્મો નથી, હું પરમ પવિત્ર પરમાનંદરૂપ બ્રહ્મ છું.' આ ૧૩ વર્ષના છોકરાના આવા જ્ઞાનપૂર્ણ આત્માનુભાવનાં વચન સાંભળી

આચાર્યશ્રી જાણી ગયા કે, આ કોઈ યોગી છે.* તે પરથી એમણે પ્રભાકર શાસ્ત્રીને કહ્યું : 'આ છોકરો વૈરાગ્યશીલ છે. એને શરીર પર પ્રીતિ-મમતા લેશ પણ નથી. એને ગૃહ-સંસારમાં પ્રીતિ થવી અશક્ય છે; માટે જો તમારી અને એની પણ ઇચ્છા હોય તો એને અમારી સાથે મોકલો.' આ વાત સ્વજનોના અભિપ્રાય લઈ પ્રભાકર શાસ્ત્રીએ માન્ય કરી, તેને આચાર્યશ્રીને સુપરત કર્યો. આચાર્યશ્રીએ તેને 'હસ્તામલક' એવું (હાથમાં રાખેલા આમળાના જેવો યા તો નિર્મળ જળ પેઠે બ્રહ્મજ્ઞાનવાળો હોવાથી) નામ આપ્યુ અને સાથે લઈ વિદાય થયા. ત્યાંથી તુંગભદ્રા નદીને કિનારે આવેલા શૃંગેરી નામના ગામમાં પધારી ત્યાં કેટલોક સમય રહી ત્યાં ઘણા શિષ્યોને ભાષ્યાદિનુ અધ્યયન કરાવ્યુ. હસ્તામલકની પાસે પણ તેના ઉચ્ચ અધિકારને અનુરૂપ થાય તેવો ભાષ્યાદિનો ફરી અભ્યાસ કરાવ્યો. આ હસ્તામલકની પણ આચાર્યશ્રીના મુખ્ય શિષ્યોમાં ગણના થાય છે.

એક પ્રસંગે અનેકાનેક વિષયો પર ચર્ચા ચાલતી હતી, તેવામાં હસ્તામલકમાં એટલી અલ્પ વયમાં દૃઢ વૈરાગ્યજ્ઞાન વગેરે શાથી દેખાય છે તે સંબંધી એની બે વર્ષની ઉંમર હતી, ત્યારે જે પ્રસંગ બનેલો તે આચાર્યશ્રીએ, કહે છે કે, આ પ્રમાણે કહી બતાવ્યો હતો : હસ્તામલક બે વર્ષના હતા ત્યારે એમની માતા પ્રભાકરનાં પત્ની પોતાના નાના બાળકને લઈ યમુનાસ્નાને ગયેલાં. ત્યાં નદીકિનારે એક યોગી રહેતા હતા તેને પોતાનું બાળક સોંપી સ્ત્રી નાહવા નદીએ ગઈ.

* આ પ્રસંગ આચાર્યશ્રીએ હસ્તામલકસ્તોત્ર રચી અમર બનાવ્યો છે. એ સ્તોત્ર અનુવાદ સાથે આ સંસ્થા તરફથી પ્રકટ થયું છે.

થોડીવાર પછી યોગી ધ્યાનનિમગ્ન થતાં બાળક રમતું રમતું નદીના જળમાં પડી ગયું. તુરત જ તેને બહાર કાઢવામાં આવ્યું, પણ તેનો પ્રાણ ઊડી ગયો હતો. બ્રાહ્મણપત્ની આથી અતિ કરુણ સ્વરે રડવા લાગી. યોગી મહાત્માને દયા આવી; પોતાની ગફલતથી બાળક આ સ્થિતિવશ થયું, સુપરત કરેલી કિંમતી વસ્તુ પોતે પાછી આપી શકતા નથી, જેને પરિણામે બ્રાહ્મણી પુત્રહીન બની ગઈ છે; એ સર્વ વિચારથી પોતાનાથી થયેલા અધર્માચરણના પ્રાયશ્ચિત્તરૂપે એમણે એમના દેહનો યોગબળથી ત્યાગ કરી એ બાળકના શરીરમાં લિંગ-દેહે પ્રવેશ* કર્યો, જેથી બાળક સજીવન થયો. બ્રાહ્મણીને તો એના પુત્રને જીવતો થયેલો જોઈ અતિ આનંદ થયો. શરમ તથા ભયને લીધે એ અબળાએ આ વાત કોઈને કરી નહિ, પણ તે દિવસથી આ બાળક અન્ય સાધારણ બાળક ન રહ્યો, પણ વીતરાગી. આત્માનુભવી, સંસાર પ્રત્યે અતિ ઉદાસીન રહેનાર આ બાળયોગી બન્યો, તે જ આ હસ્તામલક છે.

આ જ શૃંગેરી ગામમાં બીજો એક શાંત, વિનયી, અલ્પભાષી, સેવાભાવી ગિરિ નામનો એક નવો આચાર્યશ્રીનો શિષ્ય થયો. નિત્ય વહેલો ઊઠી, સ્નાન કરી એ પોતાના સદ્દગુરુ આચાર્યશ્રીને હાથપગ ધોવડાવતો, યોગ્ય દાતણ આપતો, સ્નાન વેળા શરીર લૂછવાનાં તથા પહેરવાનાં વસ્ત્રો આપતો, આસન પાથરી દેતો, એમના ચરણોને ચતુરાઈથી ચાંપતો, પડછાયા પેઠે સદ્દગુરુની ઇચ્છાને અનુસરતો, આચાર્યશ્રી સામે કદી બગાસું ખાતો નહિ, તેમ જ તેઓશ્રીની સામે કદી પણ લાંબા પગ કરીને કે અઢેલીને બેસતો પણ નહિ, શાસ્ત્રાધ્યયન પ્રત્યે તેનો વિશેષ પ્રેમ જોવામાં આવતો ન હતો. એ તો ગુરુસેવામાં

* પરકાયાપ્રવેશ સંબંધમાં જુઓ ફૂટનોટ પા ૮૦.

જ સર્વ પર્યાપ્ત થઈ ગયું એમ સમજતો. આશ્રમમાં તો શિષ્યોનાં શાસ્ત્રચર્ચા, જ્ઞાનચર્ચા, મંત્રજાપ, ધ્યાન વગેરેનો એક પ્રબળ પ્રવાહ વહી રહ્યો હતો, તેમાં સર્વ ગૂંથાયેલા રહેતા અને ગુરુસેવામાં ગૂંથાઈ રહેતા; અને શાસ્ત્રાધ્યયન પ્રત્યે ઉદાસીનતા સેવતા, ગિરિ પ્રત્યે કાંઈક તિરસ્કારની દૃષ્ટિએ જોતા. આચાર્યશ્રીને આ સર્વ વિદિત હતું. એક દિવસ ગિરિ આચાર્યશ્રીનાં કપડાં ધોવા નદીએ ગયો હતો. અધ્યયનનો સમય થયા છતાં તે આવ્યો નહોતો અને શિષ્યોને વેદાંત-અધ્યયન માટે તત્પર થયેલ જોઈ આચાર્યશ્રીએ શિષ્યોને ગિરિના આવવાની રાહ જોવા કહ્યું. આ સાંભળી પદ્મપાદે તિરસ્કારપૂર્વક કહ્યું, 'એ મંદ બુદ્ધિનો ગિરિ આ વેદાંત જેવા સૂક્ષ્મ વિષયો શું સમજે? એની રાહ શા માટે જોવી?' પદ્મપાદનો આ ગર્વ ઉતારવા અને ગુરુસેવા અને ગુરુભક્તિનો પ્રભાવ બતાવવા, આચાર્યશ્રીએ પોતાની શક્તિનો સંચાર ગિરિમાં કર્યો; આથી ગિરિને બ્રહ્મવિદ્યાની સહજમાં પ્રાપ્તિ થઈ, અજ્ઞાન આવરણ દૂર થયાં અને એ આનંદમાં બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરતા સુંદર તોટક છંદો ગુરુશક્તિથી એને સ્ફુર્યા, તે બોલતો બોલતો કપડાં ધોઈને આવ્યો. આ જોઈ પદ્મપાદાદિ શિષ્યોનું અભિમાન ઊતરી ગયું. એણે આત્મ-નિરૂપણ તોટક છંદ દ્વારા કર્યું તે પરથી તેનું નામ તોટકાચાર્ય પાડ્યું અને તેની પણ મુખ્ય શિષ્યોમાં ગણના થઈ.

આચાર્યશ્રીના અવતારકાર્યમાં સહાય કરનારા સર્વે મુખ્ય શિષ્યો હવે આચાર્યશ્રીને પ્રાપ્ત થઈ ચૂક્યા હતા. એ શિષ્યોમાં પાછળથી જાણીતા બનેલા પૈકી કેટલાક આ હતા: પદ્મપાદ, સુરેશ્વર, હસ્તામલક, તોટકાચાર્ય, સમિત્પાણિ, ચિદ્‌વિલાસ, જ્ઞાનકંદ, વિષ્ણુગુપ્ત, શુદ્ધકીર્તિ, ભાનુમરીચિ,

કૃષ્ણદર્શન, બુદ્ધિવિરંચિ, પાદશુદ્ધાન્ત, આનંદગિરિ વગેરે. એમાં યોગી, જ્ઞાની, ભક્ત, વિદ્વાન, વ્યાખ્યાનકાર વગેરે હતા. તેમાંના પ્રથમ ચાર શિષ્યો મુખ્ય ગણાયા. તેમને તથા અન્ય શિષ્યોને આચાર્યશ્રીએ જુદાં જુદાં પુસ્તકો રચવાનું કામ સોંપ્યું. સુરેશ્વરાચાર્યે એ રીતે નૈષ્કર્મ્યસિદ્ધિ નામનો આત્માને નિષ્કર્મ સાબિત કરતો પ્રબળ યુક્તિઓવાળો ગ્રંથ લખ્યો, જે ઉપરથી એમને 'સુરેશ્વર દેશિક'નું નામ અપાયું. ઉપરાંત એમણે આચાર્યશ્રીની આજ્ઞાથી તૈત્તિરીય ઉપનિષદભાષ્ય તથા કણ્વ-શાખાના ઉપનિષદ પર વાર્તિક લખ્યાં. સનંદને ગુરુઆજ્ઞાથી એ ભાષ્ય ઉપર બે ભાગમાં વ્યાખ્યા લખી, જેમાંના પહેલા ભાગને પંચપાદિકા અને બીજાને વૃત્તિ નામ આપ્યાં. આનંદ-ગિરિ વગેરે શિષ્યોએ આ જ અરસામાં આચાર્યશ્રીના અદ્વૈત અભેદ-માર્ગ ઉપર પુસ્તકો લખ્યાં. સર્વેએ તે ગ્રંથો આચાર્ય-શ્રીને અર્પણ કર્યા અને સર્વને આચાર્યશ્રીએ તેમની યોગ્ય-તાનુસાર ધન્યવાદ આપી એમના કાર્યમાં ઉત્સાહ પ્રેર્યો.

અધોગતિએ લઈ જનાર અભિમાન, મગરૂરી, કીર્તિ તથા લોભના ભોગ થઈ પડ્યા વિના મહાપુરુષોના સાંનિ-ધ્યમાં રહેનારા શિષ્યો કોઈ વિરલ જ હોય છે. આચાર્યશ્રી માટેનાં નિઃસીમ ભક્તિ, માન તથા પ્રેમ માટે એક વખતના સનંદન અને પાછળથી બનેલા પદ્મનાભ સર્વ શિષ્યોમાં કેટલા આગળપડતા હતા તે આપણે જોઈ ગયા છીએ. એ જ પદ્મનાભના વર્તનમાં આ સમયે ઘણો ફરક પડી ગયેલો માલૂમ પડ્યો. સામાન્ય રીતે મહાન આચાર્યો તો ઈશ્વરધ્યાન યા નિર્વિકલ્પ સમાધિમાં નિમગ્ન રહે છે. પોતાની આશ્રમ વ્યવસ્થાનો ભાર એ આચાર્યો પોતાના વિશ્વાસુ પટ્ટશિષ્યોને સોંપી પોતે તો બને ત્યાં સુધી તેમાં પડતા નથી. આ

વિશ્વાસનો સદુપયોગ-દુરુપયોગ સર્વ પોતપોતાના વિકાસ પ્રમાણે કરે છે. સમાન દૃષ્ટિવાળા આચાર્યો પોતાનામાં અને પોતાના શિષ્યોમાં જરા પણ ભેદભાવ સમજતા નથી. હરહમેશ સમભાવ રાખે છે; એટલું જ નહિ પણ એમના ભક્તિપ્રેમરજ્જુમાં બદ્ધ થઈ તેમની ગુલામી સેવે છે. દરેક નાનામોટા કાર્યમાં તેમની સલાહ-સંમતિ લે છે. આચાર્યોના આ પ્રકારના વર્તનથી કેટલાક અજ્ઞાન શિષ્યો એમ સમજી લે છે કે, આચાર્યો એમની સરખામણીમાં ઓછી અક્કલ તથા ડહાપણવાળા છે અને તેઓ પોતે અક્કલ, ડહાપણ, જ્ઞાન વગેરેમાં ચડિયાતા હોઈ પોતાનું હિત પોતાના આચાર્ય કરતાં પણ વધુ સારી રીતે સમજી-સંભાળી શકે છે. પદ્મપાદ પણ આવી ભૂલમાંથી ન બચ્યા. આવા એક પ્રસંગનો આપણે 'ગિરિ'ના સંબંધમાં ઉલ્લેખ કરી ગયા. આચાર્યશ્રીએ એના આવતા સુધી નિત્ય અધ્યયન માટે રાહ જોવાનું કહ્યું, જેનો એણે અવિવેકભર્યો જવાબ આપ્યો હતો. એનું અભિમાન આચાર્યશ્રીએ ગિરિનું અને એના નિમિત્ત દ્વારા ગુરુસેવાનું ગૌરવ બતાવવા એના પર સહજમાં કૃપા કરી કેવી રીતે ખંડન કર્યું તે આપણે જોયું.

હવે બીજો એવો પ્રસંગ બન્યો કે, જે મંડનમિશ્રે આચાર્યશ્રી જેવા સાથે યુક્તિ, તર્ક તથા વેદશાસ્ત્રોનાં પ્રમાણો ટાંકી દિવસોના દિવસો કુશળતાભરી રીતે શાસ્ત્રાર્થ કર્યો હતો, જેઓ પરાજિત બની સંન્યાસ ગ્રહણ કરી આચાર્યશ્રીના અનન્ય ભક્તિમાન શિષ્ય તરીકે રહેતા હતા, તેમણે એક દિવસ આચાર્યશ્રીની સમીપ આવી પ્રાર્થના કરી, 'આપના શારીરિક ભાષ્ય ઉપર વાર્તિક રચવાની મને આજ્ઞા કરી એટલી મારી સેવાનો સ્વીકાર કરો.' આચાર્યશ્રીને સુરેશ્વરાચાર્યની વિદ્વત્તા તથા

એ કાર્ય માટેની યોગ્યતાનો ખ્યાલ હતો જ, તે ઉપરથી એમણે સુરેશ્વરાચાર્યને તરત જ સંમતિપૂર્વક કહ્યું: 'હે વત્સ! શારીરિક ભાષ્ય ઉપર તમો વાર્તિક નામનો ઉત્તમ નિબંધ રચવા પ્રયત્ન કરો.' આ આજ્ઞા પ્રમાણે નિબંધ રચવાનો સુરેશ્વરે અતિ પ્રસન્નતાપૂર્વક સ્વીકાર કર્યો. આચાર્યશ્રીના કેટલાક શિષ્યોને એ વાત ન ગમી. એમને ધાસ્તી લાગી કે, સુરેશ્વર એક વખત પૂર્વમીમાંસામાં દૃઢ આગ્રહ રાખનારા હતા, તેથી હજી પણ એમને તે પ્રત્યે પક્ષપાત હોય; તેથી તે કદાચ કર્મની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરે તો આપણા સિદ્ધાંત-ને હાનિ પહોંચે. એટલે એમણે બીજાં નામોનાં સૂચન કર્યાં તે સર્વની શક્તિનો વિચાર કરી આચાર્યશ્રીએ સ્પષ્ટ કહ્યું: 'મારી દૃષ્ટિએ તો માત્ર સુરેશ્વર જ આ વાર્તિક રચવાને યોગ્ય જણાય છે. જો તમને આ વાત ન ગમતી હોય, તો બીજા કોઈની તો આ કામ માટે યોગ્યતા જોવામાં આવતી નથી; માટે હાલ તુરત એ કાર્ય બંધ રાખો.' ત્યારે વળી એક શિષ્યે વિનય કર્યો કે, 'આપશ્રી જો પદ્મપાદને આજ્ઞા કરશો તો તે ભાષ્ય પર વાર્તિક કરી શકશે.' આચાર્યશ્રીએ તેને કહ્યું: 'જે કાર્ય કરવાને સુરેશ્વરાચાર્યે પ્રસન્ન મને સ્વીકાર કર્યો છે, તે બીજાને સોંપવાની ઇચ્છા આ અંતઃકરણમાં આવિર્ભાવ નથી પામી શકતી. પદ્મપાદ પોતાની ઇચ્છાથી ભલે બીજી ટીકા કરે, પણ તે બધી ટીકા ટકી રહે એવો સંભવ નથી.' આ પ્રકારે આચાર્યશ્રીએ પદ્મપાદને આ કાર્ય હાથમાં ન લેવા સૂચન કર્યું. એ ટીકાનું ભવિષ્ય પણ જણાવ્યું, છતાં આ સૂક્ષ્મ અભિમાનથી સ્વપ્રજ્ઞાને આચાર્યશ્રીની સલાહ કરતાં ઉચ્ચ માનનાર પદ્મપાદે આ કાર્ય હાથમાં લઈ પ્રસ્થાનપશ્ચાત્ બીજી ભૂલ કરી, જેનું પરિણામ હવે પછી આપણે જોઈશું.

આચાર્યશ્રીની ઇચ્છાનો અનાદર કરી સ્વબુદ્ધિથી વ્યવહરવાનો ત્રીજો પ્રસંગ ત્યાર પછી બન્યો. પદ્મપાદને એકાએક ભારતભૂમિનાં તીર્થસ્થાનોની યાત્રા કરવાની તીવ્ર ઇચ્છા પ્રકટી અને તે માટે આચાર્યશ્રીને વિનતિ કરી. આચાર્યશ્રીએ એમને ઘણું સમજાવ્યા કે, 'હજી તમારો તો વિવિદિષા–શિષ્ય–અવસ્થાનો સંન્યાસ છે. તમોને હજી જ્ઞાનનો અપરોક્ષ અનુભવ નથી થયો. તે પ્રાપ્ત કરવા માટે હજી તમારે ઘણો પ્રયત્ન કરવાનો છે. તમારે શ્રવણ, મનન, નિદિધ્યાસન કર્યા કરવાનાં છે. સદ્‌ગુરુસેવા એ જ સકળ તીર્થ છે. વળી યાત્રામાં સંન્યાસીના ધર્મ પળાતા નથી. માર્ગમાં ઘણી પ્રતિકૂળતાઓ સહન કરવી પડે, દુષ્ટોનો પણ સમાગમ થાય તેથી વિના અપરાધે આપત્તિઓ ભોગવવી પડે. આવી અવસ્થામાં તમારાથી જ્ઞાનનો અપરોક્ષ અનુભવ તો ક્યાંથી જ પ્રાપ્ત થશે? માટે તમારા મનમાં પ્રકટેલા આવેગને શમાવી દો તો સારું.' પણ પદ્મપાદના અંતઃકરણમાં તીર્થયાત્રાએ જવાની ઊઠેલી પ્રબળ ઇચ્છાને તેઓ રોકી ન

શ્રીગુરુગીતા

गुरुभावः परं तीर्थमन्यतीर्थं निरर्थकम् ।
सर्वतीर्थाश्रयं देवि पादाङ्गुष्ठं (तत्पदाब्जे) च वर्तते ॥ १६८ ॥

હે પાર્વતી! સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ તીર્થ ગુરુભાવ છે. બીજાં સર્વ તીર્થો નિરર્થક છે. સર્વ તીર્થોના આશ્રયરૂપે (ગુરુશ્રીના) પગનો અંગૂઠો છે. (શ્રીગુરુના ચરણકમલમાં સર્વ તીર્થનો આશ્રય છે. સર્વ તીર્થો ગુરુચરણમાં રહેલાં છે.)

આનો પ્રત્યક્ષ પુરાવો શ્રીસાઈબાબા નામના મહાત્માએ પોતાના પગના અંગૂઠામાંથી જલધારા પ્રકટ કરી દાસગણુને આપેલો તે માટે જુઓ. 'સાઈબાબા' પા. ૧૦૫ થી ૧૦૭.

શક્યા, તેથી આચાર્યશ્રી સાથે કેટલીક આવી દલીલો કરી, સદ્‌ગુરુના ચરણોમાં અંતઃકરણને તીર્થયાત્રામાં પણ રાખી શકાય છે, વળી જો દુઃખ ભોગવવાનું પ્રારબ્ધ હશે તો અહીં હોઈશ, તોપણ દુઃખ આવી જ પડવાનું અને આગ્રહપૂર્વક દબાણ કરી આચાર્યશ્રીની પરવાનગી લઈ તીર્થયાત્રાએ નીકળી પડ્યા. પછી પ્રારબ્ધવશાત્ જે વીતક એમને માથે ત્યાં વીત્યાં તે હવે પછી જોઈશું.

•

## ૧૫ : માતૃભક્તિ

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ॥

'સહસ્ર તીર્થયાત્રાનું સ્થાન, છે પોતાની જનની જાણ.'

... ... ...

વચન આપો જો કોઈને. તો ખંતથી ખરું કરો તેને;

છળો વચન-ભંગથી કોને, તો કોપે છે શ્રી હરિ.'

(સાઈબાબા, પા. ૪૧૫-૪૧૬)

પદ્મપાદે તીર્થયાત્રા માટે પ્રયાણ કર્યો બાદ એક દિવસ આચાર્યશ્રી ધ્યાનમાં બેઠા હતા, ત્યારે જાણે પોતે પોતાની માતાનું સ્તનપાન કરી રહ્યા છે એવો એમને ભાસ થયો. આ ઉપરથી એમણે જાણ્યું કે, માતુશ્રી એમનું સ્મરણ કરી રહ્યાં છે, તેથી આચાર્યશ્રી એકદમ કોઈ પણ શિષ્યને સાથે લીધા વિના પોતાની માતૃભૂમિ કલાદી ગામે પધાર્યા. ત્યાં જઈ માતાને ચરણે પડી જુએ છે તો પોતાની વૃદ્ધ માતા ખરેખર જ બીમાર છે. ઘણાં વર્ષે પુત્રને જોઈ માતાજી ઘણાં પ્રસન્ન થયાં. તે બોલ્યાં : 'પુત્ર ! મારા શરીરની આવી સ્થિતિમાં તું તારું વચન પાળી અહીં આવ્યો એ જોઈ મને બહુ સંતોષ થયો છે. હવે હું બહુ જીવી શકું એમ નથી; માટે

હવે તું અહીં રહે. મારું શરીર પડ્યા પછી તેને વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરી યથાયોગ્ય ક્રિયા કરવાની વ્યવસ્થા કરજે અને પછી જજે.' આચાર્યશ્રીએ માતાની વાત માન્ય રાખી. માતાના અનેક આશીર્વાદ મેળવ્યા પછી માતાએ કહ્યું : 'હવે તું મને મારું કલ્યાણ થાય એવું કાંઈક કહે.' માતાજીની આ પ્રકારની ઇચ્છા જાણી આચાર્યશ્રીએ એમને બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કર્યો. આ ઉપદેશ સાંભળી માતાજીએ કહ્યું : 'આ બ્રહ્મ નિર્ગુણ, નિરાકાર હોવાથી મારી બુદ્ધિમાં તે બરોબર સ્થિર નથી થઈ શકતું; માટે તું મને સગુણ બ્રહ્મનો ઉપદેશ કર કે, જેથી મારી બુદ્ધિ તેમાં સ્થિર થાય.' તે ઉપરથી આચાર્યશ્રીએ એમને સગુણ સાકાર બ્રહ્મનો ઉપદેશ કર્યો અને તેમાં મનને સ્થિર રાખવાનું જણાવ્યું. પછી માતાજીએ તે સ્વરૂપમાં મનને સ્થિર કરી પોતાના દેહનો ત્યાગ કર્યો અને તેમનો જીવાત્મા ઉત્તરાયણમાર્ગે સત્યલોકે પરવર્યો.

હવે સંન્યસ્ત લેતા પહેલાં માતાજીને અગ્નિસંસ્કાર પોતે સ્વહસ્તે કરશે એવું વચન આપ્યું હતું તે પાળી બતાવવાનો તથા માતુશ્રીએ મૃત્યુ પહેલાં પણ એ આજ્ઞા કરી હતી તે પાળવાનો સમય આવી પહોંચ્યો હતો. સંન્યાસીધર્મથી આ કાર્ય વિપરીત હતું; પરંતુ એ સંન્યાસીધર્મનું પાલન પોતે માતાજીને આપેલાં વચન તથા તેમણે તે કાર્ય માટે કરેલી આજ્ઞાના પાલન કરતાં આચાર્યશ્રીએ ઓછી મહત્તાનું ગણ્યું અને માતુશ્રીને અગ્નિસંસ્કાર કરવાની ઇચ્છા જણાવી. સગાંસંબંધી તથા ન્યાતજાતના બ્રાહ્મણોએ આચાર્યશ્રીના આ કાર્ય સામે વાંધો ઉઠાવ્યો. એમ જણાય છે કે, આઠ વર્ષની વયે આચાર્યશ્રીએ ગૃહત્યાગ કર્યો, ત્યાર બાદ એમણે પ્રાપ્ત કરેલાં અગાધ જ્ઞાન, રચેલા મહાન ગ્રંથો, પ્રાપ્ત કરેલ આચાર્યપદ,

વિરુદ્ધ મતના મહાન મહાન પંડિતો તથા આચાર્યોના કરેલા પરાજય, જ્ઞાનાર્થે એમના ચરણોનું સેવન કરનારા એમના શિષ્ય-ગણો તથા એમણે પ્રાપ્ત કરેલી ખ્યાતિ વગેરેની લેશ પણ ખબર આ ગ્રામવાસીઓને પડેલી નહિ; તેથી એમને લાગ્યું કે, આ બાલ્યવયમાં સંન્યાસી બનેલો શંકર હવે દુનિયાનો અનુભવ લઈ પોતે ગ્રહેલા સંન્યસ્તને સાહસ લેખી સંન્યસ્ત છોડી પાછો ગૃહસ્થાશ્રમી બનવા માગે છે અને તેના પ્રથમ પગથિયા તરીકે આ અગ્નિસંસ્કાર પોતાને હાથે સંન્યાસીધર્મને ન ગણકારતાં કરે છે અને જે સંપત્તિ–વૈભવ એમનાં માતુશ્રીએ એમને ત્યાગબુદ્ધથી આપેલાં છે તે એમની પાસેથી છિનવાઈ જશે; આવા ભયથી એ સગાંસંબંધીઓએ આચાર્યશ્રીના આ કાર્યને સખ્ત શબ્દોમાં વખોડી કાઢ્યું; એટલું જ નહિ પણ જે માતાને આચાર્યશ્રી પોતે એક ભગવતી દેવી તરીકે માની તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરતા નહિ તેમની પણ ફાવે તેવા શબ્દોમાં નિંદા કરી, અગ્નિસંસ્કારના કાર્યમાં મદદ કરવાની તો ના પાડી જ પાડી, પણ એ કાર્ય માટે અગ્નિની આચાર્યશ્રીએ યાચના કરી તે પણ સ્વીકારી નહિ. એમ પણ કહેવાય છે કે, આચાર્યશ્રીએ આ ધર્માધર્મના નિર્ણયના ઊભા થયેલા પ્રશ્નના ઉકેલરૂપે એમનાં સગાંસંબંધીઓને અગ્નિસંસ્કાર કરવા કહ્યું; તેમણે તે કરવા ના પાડી, કટુ વચનો સંભળાવ્યાં અને અગ્નિ પણ ન આપ્યો તે ન જ આપ્યો, તેમ જ એમના મૃત શરીરને ઊંચકવા પણ આવવાની સાફ ના પાડી. સંબંધીજનો તથા જ્ઞાતિજનોના આવા અન્યાયભર્યો વર્તન માટે ખોટું લાગ્યાથી આચાર્યશ્રી આખરે ભવિષ્યવાણી વધ્યા: 'તમો જો તમારા આ દૂષિત નિશ્ચયમાં મક્કમ રહેશો તો હવેથી મૃતદેહને તમારે તમારા ઘર આગળ જ અગ્નિસંસ્કાર કરવો પડશે; તમો વેદાધ્યયન-

ના અધિકારી નહિ રહો અને તમારે ત્યાં કોઈ પણ સંન્યાસી-યતિ અન્નગ્રહણ–ભિક્ષા કરશે નહિ.' પરંતુ આચાર્યશ્રીની યોગ્યતા ન જાણ્યાથી આચાર્યશ્રીના શબ્દોને બાલિશ ગણી તેઓ પોતાના નિશ્ચયમાં મક્કમ રહ્યા. આ જોઈ આચાર્યશ્રીએ પોતાના જ ઘર સમીપ સૂકાં કાષ્ઠ એકઠાં કરી માતુશ્રીના મૃત શરીરને તે ઉપર મૂક્યુ અને પછી માતુશ્રીના જ હાથમાંથી અગ્નિ પ્રકટ કરી તેમના મૃત શરીરને દાહ દીધો.

આચાર્યશ્રી પોતાના દેશમાં કાલાદીમાં પધાર્યા છે એ ખબર ફેલાતાં એમની યોગ્યતા જાણનારા સેંકડો લોકોનાં ટોળેટોળાં એમનાં દર્શને આવ્યાં. ત્યાંના રાજા સુધન્વાને પણ આ વાતની ખબર થઈ એટલે તેઓ પણ એમનાં દર્શને આવ્યા. એમને આચાર્યશ્રીનાં સગાંસંબંધી તથા જ્ઞાતિજનોએ આચાર્યશ્રી પ્રત્યે ચલાવેલા અન્યાયી વર્તન તથા આચાર્યશ્રીને તેને લીધે માતાના અગ્નિસંસ્કારમાં પડેલી અડચણની ખબર પડી, તેથી તેઓ ખિન્ન થયા અને આચાર્ય જેવા મહાન યોગેશ્વર અવતારી મહાપુરુષ એમના રાજ્યમાં આવે અને તેનો આવો અપમાનભર્યો સત્કાર એમના રાજ્યના ઉચ્ચ વર્ગના બ્રાહ્મણો કરે! આ જોઈ તેઓ લજ્જિત થઈ ગયા. આચાર્યશ્રીએ એ બ્રાહ્મણોનું ભવિષ્ય જણાવ્યુ. આચાર્યશ્રીની યોગ્યતા તથા એમના થતા આદરસત્કારથી જ્ઞાતિજનોની ખાતરી થઈ કે, આચાર્યશ્રીએ કથેલી ભવિષ્યવાણી જરૂર ફળ્યા વિના નહિ રહે; તેથી તેઓએ આચાર્યશ્રીના ચરણમાં પ્રણામ કર્યા અને કાલાવાલા કર્યા કે, કોઈ પ્રકારે અમારું ભવિષ્ય સુધરે એવું કરો; પરંતુ આચાર્યશ્રીએ કહ્યું કે, 'પોતાનું ભવિષ્ય 'દરેકને ભુલાવે છે; વિદ્વાનો–જ્ઞાનીઓનું પણ તેની આગળ કાંઈ ચાલતું નથી, મેં તો કેવળ તમારું ભવિષ્ય તમને જણાવ્યું. એ ફેરવવા મને અધિકાર

નથી.' કહેવાય છે કે, હજી પણ આ દેશના બ્રાહ્મણો વેદાધ્યયન નથી કરી શકતા. એમને ત્યાં કોઈ સંન્યાસી ભિક્ષા લેતા નથી અને એમનાં મડદાં એમના ઘર નજીક જ બાળવામાં આવે છે.

એટલામાં આચાર્યશ્રીના ગુરુભક્તિપરાયણ શિષ્યો પણ ત્યાં આવી પહોંચ્યા; એટલે કેરલ પ્રદેશમાં આચાર્યશ્રીના અભેદ-માર્ગના પ્રચારનું કાર્ય એમણે ઉપાડી લીધું. તે કાર્ય પૂરું થતાં આચાર્યશ્રીએ પ્રચારકાર્યાર્થે શ્રીરામેશ્વર તરફ જવા વિચાર કર્યો. સુધન્વા રાજાએ આચાર્યશ્રી સાથે પ્રવાસ કરી સમાગમ કરવાની ઇચ્છા જણાવતાં આચાર્યશ્રી એમનું પૂર્વ-વૃત્ત સઘળું જાણતા હોવાથી તરત એમને સંમતિ આપી. પોતાના શિષ્યો તથા સુધન્વા રાજા સાથે આચાર્યશ્રીએ હવે શ્રીરામેશ્વર તરફ પ્રયાણ કરવાની સર્વ તૈયારી કરી, એટલામાં આચાર્યશ્રીના શિષ્ય પદ્મપાદ પણ એમને તીર્થયાત્રા કરી આવી મળ્યા.

## ૧૬ : શ્રુતધર–આચાર્ય

ભિન્નતા વ્યવસાયના લોકની, રહત છે કેવળ પ્રારબ્ધની;
પણ થાય સજા જે કૃત કર્મની, તે તો સમજી લેવી ઘટે.'

સાઈબાબા , પા. ૪૧૪)

सुखदुःखादिप्रदं यत्कर्म तत्प्रारब्धं भोगेन नष्टं भवति ।
प्रारब्धकर्मणा भोगादेव क्षय इति ॥

સુખદુઃખાદિ આપનારું જે કર્મ તે પ્રારબ્ધ-જેણે પોતાનું ફળ આપવાનું કામ આરંભ્યું છે તે કર્મભોગ વડે નાશ પામે છે. પ્રારબ્ધકર્મોનો ભોગથી જ ક્ષય થાય છે. (તત્ત્વબોધ)

ગુરુદેવ-આચાર્યશ્રીએ ઘણા સમજાવ્યા છતાં પ્રારબ્ધ-વશાત્ હૃદયનો વેગ ન રોકી શકાયાથી આચાર્યશ્રીની ઇચ્છા-વિરુદ્ધ દર્શનપૂર્વકની એમની મૌખિક આજ્ઞાથી સંતોષ માની

પદ્મપાદ યાત્રા માટે વિદાય થયા હતા. તેમણે ઉત્તર ભારતનાં સર્વ તીર્થોની યાત્રા યથાસાંગ પૂરી કરી; પછી ત્યાંથી દક્ષિણ ભારત તરફ પ્રયાણ કર્યું. ત્યાં સર્વ તીર્થોની યાત્રા કરતાં કરતાં શ્રીરામેશ્વર જવાના માર્ગમાં શ્રીરંગમ્ આવ્યું. ત્યાં તેમના મામા રહેતા હતા. પ્રારબ્ધવશાત્ પદ્મપાદને ત્યાં જઈ ચારેક દિવસ વિશ્રામ કરવાની બુદ્ધિ થઈ, તેથી તે તેમના મામાના અતિથિ થયા. પદ્મપાદે શાંકરભાષ્ય ઉપર વાર્તિકરૂપે જે ગ્રંથ તૈયાર કરેલો તે તેમણે મામાને બતાવ્યો. મામા પ્રભાકરના શિષ્ય હતા અને કર્મઠ કુમારિલ ભટ્ટનો સંપ્રદાય એમણે સ્વીકાર્યો હતો. ભાણેજનો ગ્રંથ એમણે બરોબર જોયો. તે ઉપરથી એમની ખાતરી થઈ કે, એ ગ્રંથથી તો એમના કર્મમાર્ગી સંપ્રદાયનો મત સંપૂર્ણ રીતે ખંડિત થઈ જ્ઞાનમાર્ગની જ શ્રેષ્ઠતા સ્થપાય એમ હતું. સાંસારિક વાસનાબળથી મામાના સત્ય પ્રેમ પર આવરણ આવ્યું.

સંપ્રદાયનો દુરાગ્રહ માણસાઈ–મનુષ્યપ્રેમનો વધ કરી પુણ્ય તથા ફરજના સ્વાંગમાં લોકોને કેવી રીતે અધમતાના–પાપના–નર્કના માર્ગમાં ધકેલે છે તેનું આબેહૂબ દષ્ટાંત આ મામાએ પોતાના પિશાચકૃત્યથી પૂરું પાડયું. પોતાના સંપ્રદાયના મતવિરોધી ટીકાવાળો એ પદ્મપાદનો ગ્રંથ એમને હૃદયમાં કાંટાની પેઠે વ્યથા કરવા લાગ્યો. તે શલ્ય દૂર કરવા, તેનો નાશ કરવા માટે ઘણા વિચાર કર્યા. એ ગ્રંથનો નાશ ન થાય તો પોતાનું જીવન નિષ્ફળ છે એમ ગણી અનેક પ્રકારની પ્રપંચ–જાળનો વિચાર કરવા માંડ્યો. એટલામાં એમના સુદૈવે મામાના બાહ્ય આતિથ્યથી પ્રસન્ન થઈ પદ્મપાદે નિશ્ચય કર્યો કે, શ્રીરામેશ્વરનાં દર્શન કરીને શ્રીરંગમમાં પાછા આવી મામાશ્રીની પરોણાગતનો લાભ તથા વિશ્રામ લઈ પછી આચાર્યશ્રીની સેવામાં ઉપસ્થિત થવું. આ નિશ્ચયથી મામા ઘણાજ

પ્રસન્ન થઈ ગયા. એમણે એમનો માર્ગ સરળ થઈ જતો જોયો, તેથી ભાણેજને અતિશય દયાનો દેખાવ કરી કહ્યું: 'ભાઈ! અહીં આવવાનો જ છે તો વળી આ ગ્રંથનો ભાર સાથે લઈ ફરવાથી શો લાભ છે? એ અહીં મૂકી જાવ. શ્રીરામેશ્વરથી પાછા ફરતાં અહીંથી તે લઈ જજો.' સરળ હૃદયના પદ્મપાદને તો આ કથનમાં કેવળ મામાશ્રીનો એના પ્રત્યેનો પ્રેમ જ પ્રતીત થયો; તેથી મામાશ્રીની વાત તરત જ સ્વીકારી લઈને ગ્રંથ મામાને ત્યાં મૂક્યો અને પોતે શ્રીરામેશ્વરની યાત્રાએ નિર્ધાસ્તપણે ગયા.

હવે મામા વિચારમાં પડ્યા કે, ગ્રંથનો નાશ કેવી રીતે કરવો. લોકાપવાદના તથા તેજસ્વી, તપસ્વી ભાણેજના ભયથી આખરે એમને એક માર્ગ સૂઝ્યો. પોતાના જ ઘરને આગ લગાડી તે આગમાં ગ્રંથને ભસ્મીભૂત કરી નાખવો. ઈર્ષ્યા તથા દ્વેષથી મનુષ્ય હડકાયા કૂતરા પેઠે પોતાની જાતને જે નુકસાન થાય છે તેની પરવા કરતો નથી. એ પ્રમાણે સમય જોઈ પોતાના ઘરને આગ ચાંપી. જ્યારે ઘર બળવા માંડ્યું, ત્યારે મામાએ કૃત્રિમ શોક બતાવી કરુણ સ્વરે આક્રંદ કરવા માંડ્યું તથા ખૂબ અશ્રુપાત કર્યો અને ગામના લોકોને સહાયતા આપવા વિનતિ કરી. પદ્મપાદ શ્રીરામેશ્વરની યાત્રા કરી મામાને ત્યાં પાછા ફર્યા, ત્યારે મામાએ પોતાનું ઘર બળી ગયાની ખબર આપી. તેમાં ગ્રંથ પણ ભસ્મીભૂત થઈ ગયો તે જણાવ્યુ અને તે બદલ ખૂબ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. મામાએ આ પશ્ચાત્તાપનું નાટક એટલું તો સફળ રીતે ભજવ્યું કે, સાધુ-હૃદયના ભાણેજને તેમના પર શંકા આવવાની તો વાત બાજુએ જ રહી, પણ ઊલટું મામાના ગ્રંથ વિષેના શોકને દૂર કરવા આશ્વાસનરૂપે એમણે મામાને કહ્યું: 'મામા, ગ્રંથ

વિષે ઉદ્વેગ ન કરો. ગ્રંથ તો મારે કંઠસ્થ છે; હું તો તે અનાયાસે ફરી તૈયાર કરી નાખીશ.' આશ્વાસન આપવાના હેતુથી કહેલા આ શબ્દોએ મામાના હૃદયના શાંત પડવા આવેલા દ્વેષરૂપી અગ્નિને ફરી પ્રજ્વલિત કર્યો. મામા નિરાશ થઈ ગયા. પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા, 'અરેરે! જે માટે મેં મારું ઘર સળગાવી દીધું તેનાં મૂળ તો હજી એમનાં એમ જ છે. પદ્મપાદ જ્યાં સુધી છે ત્યાં સુધી ગ્રંથ તો છે જ; માટે પદ્મપાદને ગમે તો નષ્ટ કરવો યા તો તેની અસાધારણ બુદ્ધિમત્તા તથા સ્મરણશક્તિ તદ્દન નાશ પામે એવો ઉપાય યોજવો જોઈએ.' કહે છે કે આ દુષ્ટ હેતુ પાર પાડવા એમણે પદ્મપાદના ભોજનમાં કાંઈ ઔષધ ભેળવ્યું; આથી પદ્મપાદનું મસ્તક એટલું બધું નિર્બળ થઈ ગયું કે, ગ્રંથ લખવાની તેનામાં શક્તિ ન રહી. ગુરુશ્રીએ એમના ગ્રંથનું ભાખેલું ભવિષ્ય તથા તીર્થયાત્રાએ નીકળવા માટે આજ્ઞા આપવા જે અનિચ્છા જણાવેલી, તેની મહત્તા તેઓ હવે સમજ્યા. આચાર્યશ્રીની ઇચ્છાને માન ન આપતાં જે વિક્ષેપ, ઉદ્વેગ તથા શરીરકષ્ટ સહન કરવાં પડ્યાં, તેનો એમને ઘણો પશ્ચાત્તાપ થયો. પોતાના અહંભાવથી થયેલી ભૂલોનાં સહન કરવાં પડેલાં પરિણામથી લજ્જા અને ખિન્નતા ઊપજ્યાં; તેથી ફરી ગુરુ ઇચ્છાને કદી નહિ અવગણવાનો નિશ્ચય કરી, આચાર્યશ્રી તે સમયે કેરલ દેશમાં (મલબાર પ્રાંતમાં) વિરાજે છે એમ ખબર પડ્યાથી, ત્યાં તે હીન, દીન, નિસ્તેજ દશામાં ઉપસ્થિત થયા.

પોતાને માટે મનુષ્યવધનું પાતક વહોરનાર, પોતાના જીવને ઓવારી નાખનાર પદ્મપાદની આ સ્થિતિ જોઈ કરુણામય આચાર્યશ્રીએ એમને આશ્વાસન આપી કહ્યું: 'તમો ખેદ ન

કરો, જે બનવાનું હતું તે બની ગયું. હવે તે વાતનો શોક કરવો નકામો છે. આગળ તમોએ એક વાર તમારી એ ટીકા-(વાર્તિક)ના પાંચ પાદો મારી આગળ વાંચી સંભળાવ્યા હતા, તે મારા સ્મરણમાં છે; તે હું તમને લખાવું છું તે લખી લો અને શાંત થાઓ.' આચાર્યશ્રી તો શ્રુતધર હતા તે આપણે જોયું જ છે એટલે એમણે તો વાર્તિકનો સાંભળેલો ભાગ તરત પદ્મપાદને લખાવી એમના એ પ્રિય શિષ્યને પ્રસન્ન કર્યા.

કેરલ પ્રદેશના રાજા રાજશેખરને આચાર્યશ્રીની આ અલૌકિક સ્મૃતિની ખબર પડી. આપણે પ્રકરણ ૭માં જોઈ ગયા કે, એમણે એમનાં રચેલાં ત્રણ નાટકો આચાર્યશ્રીને વાંચી સંભળાવ્યાં હતાં. દૈવવશાત્ આ નાટકો બળી ગયાં હતાં, તેથી રાજાનું મન ખિન્ન રહેતું હતું. આ ઉપરથી પોતાની અશાંતિનું નિવારણ કરવા એઓ આચાર્યશ્રીનાં દર્શને પધાર્યા અને આચાર્યશ્રીને પોતાના આ અશાંતિના દર્દની કહાણી કહી, અતિ દીનભાવે વિનતિ કરીઃ 'હે પ્રભો! આપ તો શ્રુતધર છો. આપને મેં આ નાટકો એક વખત વાંચી સંભળાવ્યાં હતાં. આપે મારી પ્રબંધશક્તિની પ્રશંસા પણ કરી હતી. આપને માટે એ કાવ્યો મને પાછાં લખાવી દેવાં એ તો સહજ છે; માટે મારા પર આટલી કૃપા કરો.' આચાર્યશ્રીએ એ રાજશેખર મહારાજાની પ્રાર્થના સ્વીકારી પોતાની અદ્ભુત સ્મરણશક્તિ વડે એ ત્રણે નાટકો લખાવી દીધાં; આથી રાજા બહુ પ્રસન્ન થયા અને આચાર્યશ્રીને ધન્યવાદ આપતાં કામકાજ યોગ્ય સેવા એમની પાસે લેવાની આગ્રહપૂર્વક વિનતિ કરી પોતાના મહેલે પાછા ફર્યા.

# ૧૭ : કુકચ–વધ તથા ભેદમાર્ગીઓનો હૃદયપલટો

અસુર લોકેને પડિયો નાસ, દશો દિશા કરે નાસાનાસ,
મૂકયા કલત્ર મૂકયા ભંડાર, રહ્યા અસુરના ઉઘાડા દ્વાર
સૂરજ થકી નાસે અંધકાર તેમ અધર્મી નાઠા નિરધાર,
પાવકથી જેમ નાસે શીત, દાનવ સહુ નાઠા તે રીત
અધર્મ ઉદ્વેગ ભય ઉચ્ચાટ અપરાવે લીધી બીજી વાટ
(શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૦ પૂર્વાર્ધ, અ ૪૪)

હવે આચાર્યશ્રીએ પોતાના શિષ્યો તથા ભક્તરાજ સુધન્વા સાથે શ્રીરામેશ્વર તરફ પ્રયાણ કર્યું એ દક્ષિણ પ્રદેશમા વિચરતા એમણે જોયુ કે, જોકે બૌદ્ધધર્મનો પ્રભાવ નહોતો છતા વેદ, વેદાંત, ધર્મચર્ચા તથા જ્ઞાનનો લોપ થયો હતો દેવ–દેવીના ઉપાસકોએ અનેક પ્રકારના અદ્ભુત સંપ્રદાય તથા કુત્સિત આચાર ગ્રહણ કર્યા હતા શક્તિ-ઉપાસક વામમાર્ગીઓ, કાપાલિકો વગેરે મદ્ય, માંસ અને વ્યભિચારનો ધર્મને નામે પ્રચાર કરતા હતા અજ્ઞાન સમાજને અનેક પ્રકારના પ્રલોભનો બતાવી આ પાખંડ મત વાળા પોતાના મંડળની વૃદ્ધિ કરી અતિ પ્રભાવશાળી થઈ પડ્યા હતા ચારિત્ર્યશીલ થોડા વિદ્વાનો અને વિષયને વિષ સમજનારા કેટલાક શ્રદ્ધાળુઓ આ પાખંડીઓથી દબાઈ ગયા હતા, તેમને આચાર્યશ્રીના આવવાથી આનંદ થયો. આચાર્યશ્રીએ એમના પાખંડધર્મનુ પોકળપણુ ખુલ્લુ પાડ્યુ અને વેદધર્મનુ ખરુ રહસ્ય સમજાવી એમને સન્માર્ગે વાળ્યા ઘણા શાક્તો આ રીતે અભેદ અદ્વૈતમાર્ગ સમજતા થયા એ સર્વેએ પોતાનો અજ્ઞાનમાર્ગ છોડી આ માર્ગ સ્વીકાર્યો પછી આચાર્યશ્રી શ્રીરામેશ્વર ગયા ત્યા પણ શક્તિ ધર્મીઓ સાથે શાસ્ત્રાર્થ કરી વેદવિહિત જ્ઞાનમાર્ગની શ્રેષ્ઠતા

સ્થાપિત કરી પોતાના અભેદ સંપ્રદાયની સત્યતા સાબિત કરી.

ત્યાર પછી આચાર્યશ્રી પાંડ્, ચૌલ અને દ્રાવિડ દેશોમાં ધર્મપ્રચાર કરતા કરતા પાછા ફરતાં આંધ્રદેશમાં થઈ બિરાર (વિદર્ભરાજ્ય) પહોંચ્યા. ત્યાંથી મ્હૈસુર પર્યંતના સર્વ પ્રદેશમાં પણ અવૈદિક સંપ્રદાયો-પંથો અનેક પ્રવર્તતા હતા એ જોઈ ત્યાં પણ વૈદિક ધર્મના પ્રચારનું કાર્ય આરંભ્યું. બિરારના અધિક લોકો ભૈરવના ઉપાસક હતા, છતાં ધર્માંધ નહોતા. તેમની સભાઓ ભરી આચાર્યશ્રીએ અતિવિદ્વત્તાભર્યાં સિદ્ધાંતપ્રમાણો સહિત વૈદિકધર્મ પર પોતાની અલૌકિક તેજસ્વી વાણીમાં વ્યાખ્યાનો આપ્યાં. આ વ્યાખ્યાનોના પ્રભાવથી ત્યાંના વિદ્વાનો, આચાર્યો તથા બીજા સર્વ પ્રજાજનોએ વેદમાર્ગ સ્વીકાર્યો; આથી ઉત્સાહિત બની આચાર્યશ્રીના પદ્મપાદ, હસ્તામલક, આનંદગિરિ, સુરેશ્વરાચાર્ય વગેરે વિદ્વાન શિષ્યોએ રાજ્યમાં સર્વત્ર ભ્રમણ કરી પ્રચારકાર્ય ઉપાડી લીધું, જેને પરિણામે રાજ્યમાં રહેતા સર્વ લોકો વેદધર્મના અનુયાયી બન્યા અને પાખંડ-ધર્મ લુપ્ત થયો. ત્યાંથી કાંચીનગર (કોંજેવરમ્) આચાર્યશ્રી પધાર્યા અને ત્યાં ઘણા અધિકારી જનોને વેદાંતના ગૂઢ અભેદ-જ્ઞાનનું અમૃતપાન કરાવી એક મઠની સ્થાપના કરી.

એવી રીતે લોકો પર કૃપાવૃષ્ટિ કરતા કરતા ફરતા ફરતા આચાર્યશ્રી સુધન્વાની રાજધાની કર્ણાટકમાં પધાર્યા. ત્યાં આગળ એ સમયે કાપાલિકોનું ઘણું જોર હતું. એ કાપાલિકોનો મહંત ક્રુકચ નામનો એક અતિભયંકર મનુષ્ય-નરપિશાચ હતો. તેનો અત્યંત પ્રભાવ હતો. તેની પાસે નાના પ્રકારની સિદ્ધિઓ હતી. તેથી તથા એના ઉગ્ર સ્વભાવથી લોકો ડરતા રહેતા. આચાર્યશ્રીના આગમનની ખબર સાંભળી એ રાતોપીળો થઈ ગયો. ક્રોધાવેશમાં ત્યાં આવી એ કહેવા લાગ્યો : 'તેં

ભસ્મ ધારણ કરી છે તે તો ઠીક છે, પણ હાથમાં માણસની ખોપરી કેમ ધારણ નથી કરી? જે સાધુ મનુષ્યની ખોપરીને રુધિરથી ભરીને તથા દારૂ પીને ભૈરવની પૂજા નથી કરતો, તેના પર ભૈરવદેવ પ્રસન્ન થતા નથી. પવિત્ર ખોપરીને બદલે તું આ ખપ્પર શા માટે પાસે રાખે છે? ભૈરવની ઉપાસના શા માટે કરતો નથી?' તેનાં આવાં ઉદ્ધતાઈ તથા અજ્ઞાન-ભર્યાં વચનો સાંભળી સુધન્વા રાજાએ પોતાના અધિકારીઓ દ્વારા તેને બોલતો બંધ કરાવ્યો તથા એને કાઢી મૂકવાની સિપાઈઓને આજ્ઞા કરી. આ સાંભળી ક્રુકચને ઘણો ગુસ્સો ચઢ્યો અને આચાર્યશ્રીને તથા રાજા સુધન્વાને મારી નાખવાની ધમકી આપી ત્યાંથી વિદાય થયો.

પછી પોતાના સ્થાન પર જઈ એના ઘણા કાપાલિક ચેલા ભેગા કર્યા. તેમને ખૂબ દારૂ પાઈ નશામાં ચકચૂર બનાવ્યા, એમને શસ્ત્ર સજાવ્યાં અને પછી તેમને સારી રીતે ઉશ્કેરી સુધન્વા રાજા, આચાર્યશ્રી તથા તેમની સાથેના બ્રાહ્મણો-સંન્યાસીઓનો નાશ કરવા મોકલી આપ્યા. સુધન્વા રાજા આ દુષ્ટના સ્વભાવથી વાકેફ હોવાથી એમણે સૈનિકો તૈયાર રાખ્યા જ હતા. આ કાપાલિકો આવ્યા અને સુધન્વા રાજા તથા તેના સૈનિકોની સાથે એકદમ યુદ્ધમાં પ્રવૃત્ત થયા. એ યુદ્ધમાં ઘણા કાપાલિકોનો નાશ થયો. આચાર્યશ્રીના કેવળ હુંકારથી જ કેટલાક કાપાલિકો કહેવાય છે કે, બળીને ભસ્મ થઈ ગયા અને કેટલાક તો ભય પામી નાસી છૂટ્યા.

પોતાના પક્ષના કાપાલિકોનો આવો ભયંકર વિનાશ તથા પરાજય થયો જાણી આચાર્યશ્રીને પોતાનું સામર્થ્ય દેખાડી તેમનો વિનાશ કરવા એણે આચાર્યશ્રી પાસે જઈ બીજો પ્રયત્ન કર્યો. મનુષ્યના માથાની ખોપરી હાથમાં લઈ

તેણે પોતાના ઇષ્ટ દૈવતનું ધ્યાન કર્યું; આથી ભૈરવ તેની સન્મુખ પ્રકટ થયા એટલે ક્રુકચે એને કહ્યું : 'આપના ભક્તોનો દ્વેષ કરનાર આ શંકરાચાર્યનો આપ એકદમ નાશ કરો.' આચાર્યશ્રી તો શંકરના અવતાર હતા તેથી ભૈરવ તરત સમજી ગયા કે, એનો એ દુષ્ટ ભક્ત ક્રુકચ પોતાના જ સ્વરૂપભૂત આચાર્યશ્રીનો વિના કારણ મિથ્યાભિમાનથી દ્વેષ કરે છે; આથી ભૈરવે ક્રુદ્ધ થઈ ક્રુકચનો શિરશ્છેદ કરી એને દેહાંતદંડની શિક્ષા કરી.[૪] વિવેકી બ્રાહ્મણો–વેદમાર્ગના અનુયાયીઓ આ જોઈ પ્રસન્ન થયા. આ પ્રસંગથી ઉત્તેજિત થઈ આચાર્યશ્રીના શિષ્યોએ ભૈરવમતની વિરુદ્ધ ઉપદેશ આપવા માંડ્યો; આથી ઘણા ભૈરવવાદીઓએ આચાર્યશ્રીનો વેદાંતમાર્ગ સ્વીકાર્યો.

પછી આચાર્યશ્રી લોકહિતાર્થે વેદના શુદ્ધ પ્રવૃત્તિમાર્ગ તથા નિવૃત્તિમાર્ગને સમજાવતા, પાખંડ મતોનાં અજ્ઞાનનું નિવારણ કરી તેને બદલે વેદધર્મનું પુનરુત્થાન કરતા કરતા, અધિકારસંપન્ન વૈરાગ્યશીલ મુમુક્ષુઓને અભેદમાર્ગના સિદ્ધાંતો સમજાવી તેમાં સુનિશ્ચિર બનાવતા બનાવતા પવિત્ર ગોકર્ણ ધામમાં પધાર્યા. ત્યાં નીલકંઠ નામનો એક પ્રસિદ્ધ વિદ્વાન રહેતો હતો. એ શૈવમતનો ભેદવાદી હતો અને એણે એ મત ઉપર ઘણાં પુસ્તકો રચ્યાં હતાં. વેદાંતસૂત્રો પર તેણે પોતાનો મત પ્રતિપાદન કરતું ભાષ્ય લખ્યું હતું. તેને પોતાની વિદ્વત્તાનું ઘણું અભિમાન હતું. આચાર્યશ્રી ગોકર્ણમાં પધાર્યા-ની એના હરદત્ત નામના શિષ્યે ખબર આપી. આચાર્યશ્રીનો

[૪] 'આ ક્રુકચનો વધ આચાર્યશ્રીએ પોતે પોતાના બ્રહ્મચર્યના સામર્થ્યથી–બાહુબળથી જ કર્યો હતો,' એવો પણ ઉલ્લેખ અન્યત્ર જોવામાં આવે છે.

પરિચય પણ આપ્યો કે, એ આચાર્યશ્રી તો એ જ છે કે જેમણે પ્રસિદ્ધ પંડિત મંડનમિશ્ર સાથે શાસ્ત્રાર્થ કરી તેમનો પરાજય કર્યો હતો. અહી એઓ આપની સાથે શાસ્ત્રાર્થ કરવા પોતાના શિષ્યો સહિત આવેલા છે. આટલુ સાભળતા જ વિદ્યામદથી છકી ગયેલા તે નીલકંઠ પોતાના મુખ્ય શિષ્યોને સાથે લઈ આચાર્યશ્રી સાથે શાસ્ત્રાર્થ કરી તેમનો પરાજય કરવાના હેતુથી તે આચાર્યશ્રીની સમીપ આવ્યા. મદાંધ બનેલા તે નીલકંઠે આચાર્યશ્રીને ન તો નમન કર્યા, ન તો વિવેકના કોઈ શબ્દો કહ્યા, ન તો શાસ્ત્રાર્થ કરવા આચાર્યશ્રીની સંમતિ લીધી કે, અનુકૂળતા વિષે પૂછ્યુ, પણ એકદમ પોતાના મતનુ મંડન કરવાની જ પ્રવૃત્તિ શરૂ કરી. આવુ ઉદ્ધતાઈભર્યું વર્તન જોઈ સુરેશ્વરાચાર્યે આચાર્યશ્રીને વિનતિ કરી 'આપની અનુજ્ઞા હોય તો હુ જ આ બ્રાહ્મણ સાથે વાદ કરુ.' આ સાભળી નીલકંઠે ઉત્તર આપ્યો 'સુરેશ્વરાચાર્ય ! હુ તમારી સાથે વાદ કરવા નથી આવ્યો, હુ તો તમારા ગુરુની સાથે વાદ કરવા આવ્યો છુ ' આથી સુરેશ્વરાચાર્ય શાત રહ્યા અને નીલકંઠે તરત જ આચાર્યશ્રી સાથે પોતાનો વાદ આરંભ્યો

નીલકંઠ પોતાના મતનુ મંડન કરવા લાગ્યો જેમ જેમ તે મંડન કરતો ગયો તેમ તેમ આચાર્યશ્રી તેના મતનુ શ્રુતિ તથા યુક્તિપ્રમાણથી ખંડન કરતા ગયા, આથી એણે મંડનનુ કામ મૂકી દઈ આચાર્યશ્રીના મતનુ ખંડન કરવાની શરૂઆત કરી એણે કહ્યુ, 'તમે તો વેદવાક્યોના આધારે જીવ તથા ઈશ્વરના ભેદમા માનતા નથી આ કેવી વિચિત્ર વાત છે ! અંધારા અને અજવાળાના જેવા વિરોધી સ્વભાવવાળાનુ પરસ્પર એકપણુ છે એવી આ વાત !' આચાર્યશ્રીએ શાત પાડી તેમને જવાબ આપ્યો 'જીવ અવિદ્યારૂપ, અસ્પજ્ઞ, અલ્પ

શક્તિવાળો, પરિચ્છિન્ન (પૃથક્ આકારવાન) અને પરતંત્ર છે, જ્યારે ઈશ્વર માયારૂપ, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, વ્યાપક અને સ્વતંત્ર છે. એ વાત ખરી છે. જીવ અને ઈશ્વરનો આ પ્રમાણે તેમના ધર્મોથી ભેદ છે; પરંતુ આ એમના ધર્મોરૂપ ઉપાધિથી બન્નેના શુદ્ધ ચેતનસ્વરૂપમાં લેશ પણ ભેદ નથી. ભેદવાળા ધર્મો, બન્નેમાં રહેલા આ વિરોધી ભાગો, ધર્મોનો પરિત્યાગ કરી બન્નેમાં એકરૂપ ચેતન છે તેનો બોધ આ વેદવાક્ય 'तत्त्वमसि' કરે છે; આ એકરૂપ-અભેદરૂપ-અદ્વૈતરૂપ-જે ચેતન છે તેનો અનુભવ શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી થઈ શકે છે. આ જ અમારો જ્ઞાનમાર્ગ છે અને એમાં તૈલધારાવત્ સ્થિતિ કરનારનો જ જન્મ-મરણનો ફેરો મટે છે. દ્વૈતમાર્ગને અનુસરનાર તો તેના ઉપાસ્ય દૈવતના લોકમાં જાય છે.' નીલકંઠથી આચાર્યશ્રીના આ કથનનો કાંઈ પણ પ્રત્યુત્તર શાસ્ત્ર યા યુક્તિપુરઃસર અપાયો નહિ, એનો પરાજય થયો; તેથી એણે અને એના શિષ્યોએ આચાર્યશ્રીનો મત સ્વીકાર્યો.

આ શાસ્ત્રાર્થ પછી આચાર્યશ્રી સૌરાષ્ટ્ર આદિ પ્રાંતોમાં ધર્મપ્રચાર કરતા કરતા ક્ષેત્ર દ્વારિકા પધાર્યા. ત્યાં પંચરાત્ર સંપ્રદાયવાળાઓનું ઘણું જોર હતું. આચાર્યશ્રીના સમર્થ શિષ્યોએ એ મતનું ખંડન કર્યું. ત્યાંથી વૈષ્ણવ, શાક્ત, શૈવ, આદિ મતમતાંતરનાં ખંડન કરી અભેદમાર્ગની શ્રેષ્ઠતા ઉપદેશતા ઉપદેશતા ફરતા ફરતા આચાર્યશ્રી ઉજ્જૈન ગયા અને ત્યાં મહાકાલેશ્વરમંદિરમાં ઊતર્યા. ત્યાં એક ભટ્ટ ભાસ્કર નામનો ભેદાભેદવાદી વિદ્યાભિમાની પંડિત રહેતો હતો, તેની સાથે શાસ્ત્રાર્થ કરી ભેદ સાથે અભેદની, સૂર્ય સાથે તિમિરની અસહકયતા સાબિત કરી આપી તેને પોતાના અભેદમાર્ગનો

અનુયાયી બનાવ્યો. ત્યાંના અન્ય સમર્થ પંડિતોને તથા ભેદવાદીઓને આચાર્યશ્રીએ વેદોનું વાસ્તવિક તાત્પર્ય અભેદ છે, એમ શાસ્ત્ર-તર્ક-યુક્તિ પ્રમાણોથી બરોબર સમજાવી એમની તે વિષે ખાતરી કરી આપી; જેથી તે સર્વ પણ પોતાના ભેદવાદો છોડી અભેદમાર્ગને અનુસર્યા. ત્યાંથી આગળ જઈ આચાર્યશ્રીએ જૈનમતના કેટલાક વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થ કરી તેમના મતને પણ અવાસ્તવિક ઠરાવી એમના હૃદયમાં અભેદમાર્ગની શ્રેષ્ઠતા ઠસાવી.

## ૧૮: મંત્રબળ; શ્રીગૌડપાદ-સમાગમ; સર્વજ્ઞ-પીઠપ્રાપ્તિ; ધર્મવ્યવસ્થા; મહાપ્રયાણ

કલજુગ કપટી કારમો, દુષ્ટી નર દેખ્યા,
 સ્વારથે શીશ નમાવતા, સેવા કરતા વિશેષા;
સ્વારથ આપ ના સરે, તબ ધરતા દ્વેષા,
 માંહોમાંહી લડે વઢે, હરિજન ન રેખા;
મરજાદ નહીં નિજ ધર્મના, વણસાડ્યો વેષા.

રવિ સાહેબ

अवतारितो भुवो भार इति मेनेऽवशेषितः ॥
रामः समुद्रवेलायां योगमास्थाय पौरुषम् ॥
तत्याज लोकं मानुष्यं संयोज्यात्मानमात्मनि ॥

(શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૧૧, અ. ૩૦, શ્લોક ૨૫, ૨૬)

ભગવાને માન્યું : હવે મેં પૃથ્વીનો ભાર ઉતાર્યો. પછી રામે (બળભદ્રે) સમુદ્રના તીર ઉપર યોગાભ્યાસથી પરમાત્માનું ધ્યાન કરી પોતાના સ્વરૂપને પરબ્રહ્મમાં લેઈ મનુષ્યદેહનો ત્યાગ કર્યો.

ગયા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણેનું ધર્મપ્રચારનું કાર્ય કરતા કરતા, દેશદેશના મુમુક્ષુઓને પોતાનાં દર્શન, સેવા, સમાગમ, સંભાષણ તથા ઉપદેશ આદિથી પવિત્ર કરતા

કરતા આચાર્યશ્રી આસામ પ્રાતના કામરૂપ દેશમા વિચર્યા ત્યા અભિનવગુપ્ત નામનો મોટો પડિત રહેતો હતો તે ચુસ્ત શાક્ત હતો તેણે તેના શાક્તમતને અનુકૂળ બ્રહ્મસૂત્રો પર ભાષ્ય લખ્યુ હતુ એ પડિત સાથે આચાર્યશ્રીએ શાસ્ત્રાર્થ કર્યો, આથી એ નિરુત્તર બની ગયો પોતાનો પરાજય થવાથી એને અદરથી તો ક્રોધાગ્નિ બાળ્યાજ કરતો હતો, તેથી એ આચાર્યશ્રીને યેન કેન પ્રકારેણ મારી નાખવાનો મનમા ઘાટ ઘડ્યા કરતો હતો આચાર્યશ્રીનો વધ ખુલ્લી રીતે તો એમના અનેક શિષ્યો, અનુયાયી, ભક્તો એમની આજુબાજુએ જ્યારે જોઈએ ત્યારે હાજર હોય તેથી થાય એમ નહોતુ, વળી એકાતનો લાભ લઈ એમનો શિરચ્છેદ કરે તો તેમા પણ એની પ્રતિષ્ઠાને હાનિ પહોચે એમ એને લાગ્યુ એ મત્રતત્રશાસ્ત્રમા પ્રવીણ હતો જારણ, મારણ, ઉચ્ચાટન, વશીકરણ વગેરે પ્રયોગો પોતાનો દુષ્ટ સ્વાર્થ સાધવા સારી રીતે કરી જાણતો હતો, તેથી એવો પ્રયોગ આચાર્યશ્રીના શરીરપાત માટે સહેલાઈથી આદરી શકાય એવા કપટભર્યા હેતુથી તે આચાર્યશ્રીનો શિષ્ય બન્યો અને આચાર્યશ્રીની પાસે રહેવા લાગ્યો અનુકૂળ સમયસાધન મળતા એણે આચાર્યશ્રીના શરીરને ઉપદ્રવ કરી તેનુ પતન કરવા માટે એ મારણમત્રનો પ્રયોગ કર્યો, આથી આચાર્યશ્રીને ભગદરનુ ભયકર દર્દ લાગુ પડ્યુ અચાનક પ્રાદુર્ભાવ પામેલા આ રોગની નિવૃત્તિ માટે આચાર્યશ્રીને એમના શિષ્યોએ વિનતિ કરી, પરતુ એમણે કહ્યુ, 'પ્રારબ્ધકર્મથી આવી પડેલા આ રોગથી શરીરનાશ થાય એમા અયોગ્ય શુ છે? એની ચિતા શા માટે? નશ્વર દેહને ટકાવી રાખવા ઉપાય શા?' આ ઉપરામવૃત્તિના ઉત્તરથી શિષ્યોને સમાધાન ન થયુ એમણે તો વારવાર યોગ્યોપચાર

કરાવવા પ્રાર્થના કર્યા જ કરી. આખરે આચાર્યશ્રીએ સંમતિ આપી; એટલે શિષ્યોએ અનેક સમર્થ વૈદ્યો તેડી આણ્યા, તેમની દ્વારા ઔષધોપચાર કરાવ્યો; પરંતુ આચાર્યશ્રીના શરીરનો આ રોગ મટ્યો નહિ. પછી શિષ્યો અતિ કલ્પાંત કરવા માંડ્યા. આ જોઈ એમના સમાધાન ખાતર શ્રી મહેશ્વરનું ધ્યાન ધરી એ બાબતમાં શિષ્યોને સંતોષ આપવા પ્રાર્થના કરી. આ ઉપરથી શ્રીમહેશ્વરે કહે છે કે, અશ્વિનીકુમારને બ્રાહ્મણસ્વરૂપે આચાર્યશ્રી પાસે મોકલ્યા. તેમણે ચિકિત્સા કરી કહ્યું : 'હે યોગીશ્વર ! આ રોગ કોઈ શત્રુએ કરેલા મંત્રપ્રયોગથી ઉત્પન્ન થયેલો છે; તેથી તે કોઈ પણ પ્રકારના ઔષધથી નિવૃત્ત નહિ થઈ શકે.'

આચાર્યશ્રીના પ્રેમાળ પદ્મપાદ આ નિદાન વખતે હાજર હતા જ. એ મંત્રશાસ્ત્રમાં નિપુણ હતા. આચાર્યશ્રી એમને વારંવાર અહિંસા, દયા વગેરે સદ્‌ગુણોનો ઉપદેશ કરતા. આ પ્રસંગે પણ પદ્મપાદને કોઈ પણ બીજાને નુકસાન થાય એવા પ્રયોગો કરવાની મના કરી હતી; છતાં પદ્મપાદનો તો આચાર્યશ્રી પર એટલો બધો પ્રેમ હતો કે એણે આચાર્યશ્રીની એ આજ્ઞાની અવગણના કરી, આચાર્યશ્રીનો એ વ્યાધિ દૂર કરવા માટે એક-મંત્રનો જપ કર્યો. કહે છે કે આ મંત્રના પ્રબળ પ્રભાવથી આચાર્યશ્રી આ ભયંકર દર્દમાંથી મુક્ત થયા અને અભિનવગુપ્તના શરીરમાં એ વ્યાધિએ પ્રવેશ કરી એનો નાશ કર્યો. મંત્રબળની અગાધ શક્તિ આ જમાનામાં પણ સર્પ, વીંછીના વિષ ઉતારવાના પ્રયોગોમાં જોવામાં આવે છે જ.

કામરૂપથી આચાર્યશ્રી ચંપારણ્ય, કોશલ આદિ દેશોમાં ફરતા ફરતા બિહાર, બંગાળ પ્રાંતમાં થઈ ઉત્તર હિંદુસ્તાન

તથા નેપાળ વગેરે પ્રદેશોના મુમુક્ષુઓને પોતાના જ્ઞાનનો લાભ આપી ફરી લોકોના ઉદ્ધાર માટે હિમાલય ભણી વળ્યા, ત્યાં શ્રીગંગાતીર પરની રેતીમાં બેસી આચાર્યશ્રી બ્રહ્મધ્યાનમાં નિમગ્ન થયા. ધ્યાનમાંથી જાગ્રત થયા તે સમયે એમણે પોતાના પરમ ગુરુશ્રી ગૌડપાદ મહાયોગીને પોતાની સમીપ આવતા જોયા; આથી આચાર્યશ્રીએ ઊભા થઈ અતિ આદરપૂર્વક તેઓશ્રીને નમસ્કાર કરી પછી યથાવિધિ એમની પૂજા-અર્ચા કરી અને અતિ નમ્રભાવે તેમની સન્મુખ આજ્ઞાની રાહ જોતા ઊભા રહ્યા. પછી પરમ ગુરુએ આશીર્વાદ આપ્યા અને બોલ્યા: 'તમારા ગુરુ ગોવિંદપાદે મારી પાસે તમારી યોગ્યતાનાં વર્ણાણ કર્યાં હતાં; તેથી તમને મળવા માટે તથા તમે માંડૂક્ય ઉપનિષદની મારી જે કારિકા છે તે ઉપર જે ભાષ્ય રચ્યું છે તે જોવા આ દેહનું અત્રે આગમન થયું છે.' એવાં વચન સાંભળતાં જ આચાર્યશ્રીએ અતિ વિનયપૂર્વક પોતાનું તે ભાષ્ય યોગીરાજને બતાવ્યું તથા એમનાં શારીરક આદિ ભાષ્યો પણ બતાવ્યાં. આ ભાષ્યો જોઈ ભગવાન ગૌડપાદ અતિ પ્રસન્ન થયા અને આચાર્યશ્રીને 'તમારું ચિત્ત સર્વદા બ્રહ્મચિંતનમાં રહો,' એવું વરદાન-સૂચક આશીર્વચન આપી તુરત અંતર્ધાન થયા.

કેટલોક સમય ત્યાં રહ્યા પછી કાશ્મીર દેશની અતિ પ્રશંસા સાંભળી આચાર્યશ્રી ત્યાં પધાર્યા. ત્યાં શારદાનિવાસ નામનું એક વિદ્યાનું ધામ હતું. તે જોવાની આચાર્યશ્રીની ઇચ્છા હતી. એ સમયે આ શારદાનિવાસમાં જુદા જુદા મત ધરાવનારા અનેક વિદ્વાનો વસતા હતા. આ શારદાભવનને ચાર દ્વાર હતાં. એ ભવનમાં જે દિશાનો રહીશ હોય તેણે તે દ્વારથી પ્રવેશ કરવાનો હતો. પરંતુ પ્રવેશ કરતાં પહેલાં

તેમને ધર્મશાસ્ત્ર સબધી પ્રશ્નોના સમાધાનકારક ઉત્તરો આપી પોતાની યોગ્યતા સાબિત કરી આપવી પડતી દરેક દિશામા અંદરના ભાગમા એક સર્વજ્ઞપીઠનુ આસન હતુ, જેની ઉપર સર્વજ્ઞ અને પવિત્ર મનુષ્ય સિવાય કોઈ બેસી શકતું નહિ પૂર્વ, પશ્ચિમ તથા ઉત્તર દિશાના એવા સર્વજ્ઞ પવિત્ર પુરુષોએ આવી, પ્રશ્નોના યથાયોગ્ય ઉત્તર આપી આસન શોભાવ્યા હતા, પણ દક્ષિણ દિશામા કોઈ સર્વજ્ઞ પવિત્ર પુરુષે આવી હજી સુધી દક્ષિણ દિશાનુ દ્વાર ઉઘાડયુ નહોતુ એ ભવનપ્રવેશના નિયમ પ્રમાણે આચાર્યશ્રીને વૈશેષિક ન્યાય, સાખ્ય, બૌદ્ધ અને જૈનમત સબધી અનેક પ્રશ્નો પૂછવામા આવ્યા આચાર્યશ્રીએ એ સર્વ પ્રશ્નોના સતોષ કારક જવાબ આપ્યા, આથી એમને શારદાભવનમા પ્રવેશ કરવાનો તથા એ સર્વજ્ઞ પીઠના આસન પર વિરાજવાનો અધિકાર પ્રાપ્ત થયો પછી આચાર્યશ્રીએ એ ભવનના વિદ્વાનોમા પોતાના સિદ્ધાતોનો પ્રચાર કરવા માડ્યો આનુ પરિણામ એ આવ્યુ કે, આ અદ્ભુત સર્વજ્ઞપીઠ શારદાભવન એમને મળી ગયુ અને ત્યા આચાર્યશ્રીએ એક મઠ સ્થાપ્યો

વેદ–વેદાત પ્રચારકાર્યનો કાશ્મીરમા સપૂર્ણ વિજય થયા પછી આચાર્યશ્રીએ માની લીધુ કે, હવે એમનુ કર્તવ્ય સમાપ્ત થયુ વ્યાસદેવે પણ જે આયુષ્ય બક્ષ્યુ હતુ તે પૂરુ થયુ, તેથી એમણે મહાસમાધિ લેવાનો પોતાનો ઇરાદો શિષ્યોને જણાવ્યો, આથી સર્વ શિષ્યો, ભક્તો ખિન્ન થયા, પરતુ આચાર્યશ્રીની પરિમિત આયુ મર્યાદાથી ઘણા ખરા વાકેફ હતા તેથી એક શુભ દિવસે કાશ્મીરના સર્વ પડિતોએ શિષ્યો તથા તેમની સાથે ફરતા સુધન્વા રાજાએ આચાર્યશ્રીનુ યથાવિધિ પૂજન કર્યું પછી ત્યા હાજર રહેલા

સજ્જનોએ પણ આચાર્યશ્રીને બહુમાન આપ્યું: સુધન્વા રાજાએ ઊભા થઈ આચાર્યશ્રીએ લોકોપકારાર્થે કરેલાં કાર્ય સભા આગળ સંક્ષેપમાં કહી સંભળાવ્યાં. પછીથી આચાર્યશ્રીએ પોતાના શિષ્યોને સંબોધી આ પ્રમાણે છેવટનો ઉપદેશ આપ્યો :

'હે શિષ્યો ! હવે તમો સૌ કૈવલ્ય પ્રાપ્ત કરવામાં તથા અધિકારી મુમુક્ષુઓને ઉપદેશ આપવામાં અપ્રમત્તપણે ઉદ્યોગી રહેજો. તોટકે ઉત્તર દિશામાં જ્યોતિર્મઠ સ્થાપી, પદ્મપાદે પૂર્વ દિશામાં ગોવર્ધનમઠ સ્થાપી, હસ્તામલકે પશ્ચિમ દિશામાં શારદામઠ સ્થાપી અને સુરેશ્વરે દક્ષિણ દિશામાં શૃંગેરી-મઠ સ્થાપી, આપણા આ અભેદ અદ્વૈતજ્ઞાનના ઉપદેશના કાર્યમાં ધૈર્ય, દઢતા અને સાવધાનતાથી પ્રવૃત્તિ કરવી. અન્ય સર્વ શિષ્યોએ આ ચારેને માન આપવું, અધિકારીને વૈદિક માર્ગમાં પ્રવૃત્ત કરવા અને દુરાચારીઓને સન્માર્ગે ચડાવવા.' પછી સુધન્વા રાજાને પણ એમના શિષ્યોને આ ધર્મકાર્યમાં મદદ કરવા વિનતિ કરી, સર્વ શિષ્યોને અતિ સંક્ષિપ્તરૂપે ધર્મના તથા અદ્વૈત માર્ગના સિદ્ધાંતો યાદ કરી આપી, સર્વને ઉદાર બુદ્ધિવાળા થઈ સંપીને રહેવાની તથા એમને ઉપદેશેલા પરમ હિતકર માર્ગનું આદરપૂર્વક અનુષ્ઠાન કરવામાં પ્રમાદ નહિ કરવાનું કહી, પોતે કેટલાક શિષ્યોને લઈ બદ્રિ-કાશ્રમ ગયા. તે પ્રદેશમાં રહેનારા મનુષ્યોને પણ પોતાના ઉપદેશામૃતનો લાભ આપવાનું આ અંતિમ દિવસોમાં પણ એઓ ચૂક્યા નહિ. પછી ત્યાંથી આચાર્યશ્રી કેદારનાથ પધાર્યા. કેદારનાથમાં અલ્પ સમય સ્થિતિ કરી, આચાર્યશ્રી બત્રીસ વર્ષની ઉંમરે ઈ. સ. ૮૨૦માં મહાસમાધિ લઈ પોતાના નશ્વર દેહનો ત્યાગ કરી પરમ પદને પ્રાપ્ત થયા.

વેદો અને કર્મકાંડના ઝઘડાઓથી કંટાળી જૈન અને બૌદ્ધમત તરફ વળેલા જનસમાજને, 'ગીતા,' 'ઉપનિષદો' પર ભાર મૂકી વેદાંતની એક પદ્ધતિસરની પ્રણાલિકા ઊભી કરનારને, પૂર્વના દેશોમાં તત્ત્વજ્ઞાન જેવી વસ્તુ નહિ જોવાને ટેવાયેલા પશ્ચિમના લેખકોને જેમના અલૌકિક ગ્રંથોમાં તત્ત્વજ્ઞાનના ઝળકારા માલૂમ પડ્યા તેમને, જેમને આપણા મતભિન્નતા માટે પંકાયેલા હિંદીઓ એકીઅવાજે પોતાના દેશના સર્વશ્રેષ્ઠ તત્ત્વજ્ઞાની ગણે છે, જેમના જીવનમાં શુકદેવનું જ્ઞાન, ભીષ્મનું બ્રહ્મચર્ય, બુદ્ધનો સંન્યાસ અને કૃષ્ણની કાર્યશક્તિ એકબીજાનાં પૂરક બની રહ્યાં હતાં, જેમણે બીજા સામાન્ય મનુષ્યો સામાન્ય રીતે જે ઉંમરે પોતાની કારકિર્દીની શરૂઆત કરે તે બત્રીસ વર્ષની ઉંમર દરમિયાન ધર્મ, જ્ઞાન અને સંસ્કૃતિના ક્ષેત્રમાં અજોડ ફાળો આપી પોતાનું જીવકાર્ય પૂરું કર્યું, જેમણે હાર જેવી વસ્તુ જાણી નહિ, પાર્થિવ વસ્તુ જેમને આકર્ષી શકી નહિ, કોઈ મુશ્કેલી જેમને મહાત કરી શકી નહિ, એવા એ પરમજ્ઞાની, સાચા સંન્યાસી, મહાન કર્મયોગી, હિંદુધર્મને સજીવન કરનાર આદ્યગુરુ શ્રીશંકરાચાર્યને અમે અમારાં અનેક વંદનો કરીએ છીએ.

## ૧૯: અમૂલ્ય વારસો

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटीभिः
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नाऽपरः ॥
सर्वं खलु इदं ब्रह्म नेह नानाऽस्ति किंचन ।

જે કરોડો ગ્રંથો વડે કહેવામાં આવ્યું છે તે અર્ધા શ્લોકથી કહું છું: બ્રહ્મ સત્ય છે; જગત મિથ્યા છે; જીવ બ્રહ્મ છે; જીવ બ્રહ્મથી બીજો (જુદો) નથી. આ સર્વ ખરેખર બ્રહ્મ છે. તેમાં જરા પણ ભેદ-વિવિધતા નથી.

કષ્ટ કરી પ્રાપ્ત કરેલી સંપત્તિ દરેક મનુષ્ય પોતાનાં પ્રીતિપાત્રોને આપી પોતાને કૃત્યકૃત્ય માને છે. રાજા પોતાનું રાજ્ય પોતાના વારસને, પિતા પુત્રને તથા નિષ્પુત્રિકો પોતાનાં સગાંસંબંધી, આપ્ત યા ઇષ્ટ વર્ગને પોતાનાં માલ-મિલકત સોંપે છે.

આચાર્યશ્રીએ અખંડ બ્રહ્મચર્ય તથા સંન્યસ્તનાં તપો આદરી જે અખૂટ જ્ઞાનસંપત્તિ સંપાદન કરી હતી, તેનો વારસો તેમણે આ અખિલ વિશ્વને આપ્યો. સંન્યાસીઓને વાસ્તવિક નથી હોતાં ઘરબાર, સ્ત્રી-પુત્રાદિ, મારું યા તારું; એમને પોતાની બાહ્ય રીતે દષ્ટિગોચાર થતી કોઈ મિલકત હોતી નથી; પરંતુ સ્વ-ધર્મરત સંન્યાસી જ્ઞાનસ્વરૂપ-નારાયણરૂપ હોય છે, એટલે કે એમની પાસે અખંડ જ્ઞાનભંડાર હોય છે. તે સર્વ માટે ખુલ્લો હોય છે, કારણ કે સંન્યાસીને તો સમગ્ર વિશ્વ પોતાનું જ છે; પરંતુ વિષયવાસનામાં બદ્ધ થયેલા જીવોને પોતાના વાસનાપ્રાબલ્યને લીધે તે લેવા તરફ રુચિ થતી નથી. મર્કટના હાથમાં રત્નની જે કિંમત યા સ્થિતિ થાય છે તેવી એ અખૂટ ભંડારની સ્થિતિ વાસનાબદ્ધ જીવોના હાથમાં થાય છે તે જ પ્રમાણે આચાર્યશ્રીના અદશ્ય, અવ્યક્ત,

મોક્ષરૂપી કૈવલ્ય માટેનાં જ્ઞાન-રત્નનું અધિકારી વર્ગના હાથમાં થાય છે.

શારીરિક વિષયોનાં સુખના તાત્કાલિક લાભપ્રાપ્તિનો સંભવ ન જણાયાથી જનતાના મોટા ભાગનું દુર્લક્ષ્ય એ ભંડાર તરફ રહે છે; તેથી એ ભંડારના રત્નપારખુઓ જ્યારે બતાવે છે, કે, સર્વ સુખોનો એમાં સમાવેશ થાય છે, આ સૃષ્ટિમાં બીજું પરમ સુખ નથી, મનુષ્યજન્મ એ રત્નપ્રાપ્તિ માટે જ છે, ત્યારે જ તે તરફ રુચિ ઉત્પન્ન થઈ તે તરફ જવાની વૃત્તિ થાય છે; તેથી કૈવલ્ય પ્રાપ્ત કરી આપનાર આ અખૂટ ભંડાર પ્રાપ્ત કરવાની વૃત્તિ સેવનાર બહુ ઓછા હોય છે. → | વિષયેંદ્રિયથી ઉત્પન્ન થતા કેવળ શરૂઆતના અમૃત સમ લાગતા સુખમાં લુબ્ધ થઈ પરિણામનો વિચાર પણ કર્યા વિના તે સુખ કાયમ કેમ ટકે તેની ચિંતામાં મનુષ્ય નિરીશ્વરવાદી મીમાંસકોના મોહજાળરૂપી સ્વર્ગથી લોભાઈ સકામ સાધનો તરફ વળી જાય છે.| પુણ્ય-ભંડાર ખૂટી જતાં સ્વર્ગમાંથી ફરી ફરી પૃથ્વી પર આવતાં, જે દુઃખોનો અનુભવ આવ્યા કરે છે, તેથી સમય જતાં કેટલાક જન્મો પછી વૃત્તિ ઉપરામ પામી મનુષ્ય વિષયેંદ્રિય સુખ સિવાયના બીજા કાયમ ટકે એવા સુખની શોધમાં પ્રવૃત્ત થાય છે. તે સમયે તે આચાર્યશ્રીના જ્ઞાનનો અધિકારી બને છે; એટલે કે તે સમયે જ એ વૈરાગ્યશીલ પુરુષ આચાર્યશ્રીના અખૂટ ભંડાર તરફ વળે છે.

ઉપાસનાનાં બળ યા તો યોગ્ય ગુરુની દોરવણી પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ ન કરતાં કેવળ પુસ્તકીય જ્ઞાન પર અને તેમાંયે તદાકારરૂપે રહેતા મહાત્માઓ પોતાની સ્થિતિનાં જીવબ્રહ્મનાં તાદાત્મ્ય(ઐક્ય)ના અનુભવરૂપ વર્ણનો વાંચે

છે. મહાત્માઓ પોતાની તે તાદાત્મ્ય સ્થિતિથી પરવશ બન્યાથી આત્માની સર્વોપરીપણાની ઉત્તમતાની–ઉચ્ચતાની–સર્વજ્ઞતાની તથા સર્વવ્યાપીપણાની સ્થિતિ પોતાની જ છે એમ કહી દે છે; એટલે હાલ જ માર્ગ પર ચડેલા આં મુમુક્ષુ પણ આ સ્થિતિ સમજ્યા વિના પોતે, એટલે પોતાનો દેહ પણ એ જ યોગ્યતાવાળો છે એમ સમજવાની ગંભીર ભૂલ કરે છે. તે તદાકાર વૃત્તિમાં રહેનાર ઘણીવાર ઉપર વર્ણવેલી એમની પરવશ અવસ્થામાં કહે છે: 'હું જ ઈશ્વર છું, બીજો ઈશ્વિર કોઈ નથી; મારે વળી કર્મ શાં? આ માયા છે. તે સૃષ્ટિની પરવા શી? શાસ્ત્રોનાં બંધન મને–આત્માને નથી' તે ઉપરથી આ નવા મુમુક્ષુ પણ વિના વિવેક, વિના વૈરાગ્ય, વિના શમદમ, વિના સંપત્તિ, વિના શ્રવણ, મનન, નિદિધ્યાસન, પૂર્ણ દશામાં રહેનાર માણસનું અનુકરણ કરે છે; તેજ આસને, ઠાઠમાઠથી વિરાજે છે, તેજ ઉદગારો કાઢે છે, પણ નથી એ મહાત્માએ એ તાદાત્મ્ય સ્થિતિ પ્રાપ્ત કર્યા પહેલાં જે તપશ્ચર્યા આદરી ઈશ્વિર યા આત્માની પ્રસન્નતા, તાદાત્મ્ય મેળવ્યાં, તે કેવી રીતે મેળવ્યાં તેની તપાસ કરવાની તસ્દી લેતો કે નથી એ જ મહાત્માનું શરણ ગ્રહી પોતાને માટે જરૂરી સાધનો વિષે પૂછતો. આ જ સ્થિતિ આચાર્યશ્રીના ગ્રંથો તથા સિદ્ધાંતોની આવા નવા મુમુક્ષુ જેવા સાક્ષરો–વિદ્વાનોએ કર્યાથી આચાર્યશ્રીના પૂર્ણ કક્ષાએ પહોંચ્યા બાદના આ ગ્રંથના શીર્ષક હેઠળ આપેલાં વચનો જ પ્રથમનાં અને છેવટનાં સાધન તરીકે પકડી રાખી આચાર્યશ્રીનીયે છેવટની કક્ષાએ પહોંચવા માટે એમણે જ કથેલાં સર્વ સાધનો કરવાની તૈયારી ન હોવાથી, વિના પગથિયાં ચડયે જાણે એકદમ ઊડીને ઉપર બેસી જવાની ઇચ્છાથી, કથેલાં સાધનો તરફ દુર્લક્ષ કરે છે; એટલું જ નહિ

પણ પોતાની પ્રતિષ્ઠા સચવાઈ રહે એ હેતુથી યા તો એ સાધનો આચરવામાં નાનમ લાગતી હોય તેથી તેઓ એમ સાબિત કરવા મથે છે કે, આચાર્યશ્રીએ એ પૂર્ણ દર્શાની તૈયારીરૂપે કોઈ પણ સાધનો કહ્યાંજ નથી. આચાર્યશ્રી પર તેથી આવા લોકોએ એમના સ્વચ્છંદાચારથી તથા ઊભા કરેલા સંભ્રમથી કેટલાક વિદ્વાનોએ નીચેના આક્ષેપો કર્યા છે:

૧. આચાર્યશ્રીના અદ્વૈતવાદનો મુખ્ય આધાર માયાનું મિથ્યાત્વ છે, તેથી તે અવ્યવહારુ અને નિરુપયોગી છે.

૨. આચાર્યશ્રીનો અદ્વૈતવાદ અનીશ્વરવાદી છે.

૩. આચાર્યશ્રીનો અદ્વૈતવાદ કેવળ જ્ઞાનથીજ મોક્ષ છે એમ પ્રતિપાદન કરતો હોવાથી કર્મને તેમાં અવકાશ નથી એટલુંજ નહિ, પણ સર્વ આશ્રમમાં સંન્યાસમાર્ગ શ્રેષ્ઠ તથા કૈવલ્ય માટે અનિવાર્ય ગણાતો હોવાથી તે માર્ગને અનુસરનારા નિરુદ્યમી, આળસુ અને જગતને બોજારૂપ બને છે; તેથી આ વાદ હાનિકર્તા છે.

આ સર્વ આક્ષેપોના જવાબ નીચે પ્રમાણે આચાર્યશ્રીએ સ્પષ્ટ આપેલા છે. એ આક્ષેપો એમના વાદને વાસ્તવિક રીતે લાગુ પડતા નથી; એમ નિષ્પક્ષપાતપણે વિચાર કરનારને એ ઉપરથી સમજાય છે. દર્શનોના આદ્ય પ્રણેતા શ્રીશંકરાચાર્ય હતા; બીજા બધા વાદો પછીના સમયમાં ઊભા થયા હોવાથી એ સર્વવાદીઓને આચાર્યશ્રીના સિદ્ધાંતોમાં દોષ બતાવવાનું સુલભ થઈ પડ્યું; પરંતુ આચાર્યશ્રીને આ ઊભા કરેલા દોષોના જવાબ આપવાની તક મળી નથી, તેથી પણ લોકોમાં અર્ધસત્ય પ્રતિપાદન કરતી પાશ્ચાત્ય કહેવત–'મૌન એ સામાના સિદ્ધાંતોનો અર્ધો સ્વીકારજ છે' એથી આ ભ્રમ ઉત્પન્ન થઈ શક્યો છે; એથીજ આ આક્ષેપોનો જન્મ થયો

છે એમ અમારું માનવું છે, એ આક્ષેપોના જવાબો:

૧. દૃષ્ટિભેદ-જોવાની જુદી જુદી રીતિઓને લીધે સત્ય ત્રણ પ્રકારનું માનવામાં આવેલું છે. તત્ત્વની દૃષ્ટિથી જે સત્ય, એટલે અચળ, અમર, નિત્ય જણાય તે પારમાર્થિક સત્ય કહેવાય. વ્યાવહારિક દૃષ્ટિથી જાગૃતિને ધોરણે-સંસારવ્યવહાર કરવા પૂરતું જે આપણને જાગૃત દશામાં સત્ય લાગે તે સત્ય વ્યાવહારિક સત્ય છે. આ દૃશ્ય જગત તથા તેના નિયમો-વ્યવહારો સર્વ આ દૃષ્ટિથી સત્ છે; જો કે પારમાર્થિક દૃષ્ટિમાં તે મિથ્યા છે. ત્રીજો સત્યનો પ્રકાર ભ્રમિત દૃષ્ટિથી ઉત્પન્ન થાય છે; હોય ઝાડનું ઠૂંઠું પણ જ્યારે કલ્પનાબળથી તેને બદલે ભાસ માણસનો થાય, રેતીના રણમાં પાણી વિના મધ્યાહ્નને થતો મૃગજળનો આભાસ થાય, ત્યારે એ દૃષ્ટિએ એ પણ સત્ય કહેવાય છે, પણ એ સત્યને પ્રાતિભાસિક સત્ય કહેવાય છે.

તત્ત્વદૃષ્ટિએ જગત મિથ્યા છે એ સર્વાંશે સાચું છે પણ કોઈક વિરલ મહાત્માજ છેવટની ભૂમિકામાં વિહરનારો જ આ દૃષ્ટિથી સતત જોતો હોય છે. જેઓની એ દૃષ્ટિ નથી ટકતી તેમને માટે જ્યારે એ દૃષ્ટિનું ઉત્થાન થાય છે, ત્યારે વ્યાવહારિક સત્યજ સત્ય છે અને એ સત્યને સત્ય સમજી ચાલ્યા સિવાય વ્યવહારમાત્ર, સંસારની વિવિધ પ્રવૃત્તિઓ અટકી જાય છે એ સત્ય છે; પણ આવા પ્રારબ્ધરહિત જીવન્મુક્ત મહાત્મા એટલા જજ હોય છે કે, તેથી સંસાર-વ્યવહાર બંધ પડી જવાની ભીતિને સ્થાન નથી; એ જ કારણસર આચાર્યશ્રીનો મિથ્યાવાદ અવ્યવહારુ નથી તેમ જ એ વાદ નિરુપયોગી પણ ન કહેવાય; કારણ કે કામ-મદાદિ ષડ્રિપુઓ જગતવ્યવહાર મિથ્યા સમજનારને પોતાના પંજામાં

નપડાવી તેમનો નાશ કરી શકતા નથી, જગતને ખરેખર મિથ્યા સમજનારને બ્રહ્મવસ્તુનુ ભાન થતા તે સમાનદૃષ્ટિવાળો બન્યાથી જગતના મહાન કાર્યો સારી રીતે બજાવવાની શક્તિ પણ પ્રાપ્ત કરે છે

બીજા આક્ષેપનો પ્રત્યુત્તર-રજ્જુ( દોરડા )મા સર્પ (સાપ)ની ભ્રાંતિ પેઠે અધિષ્ઠાન-મૂળ બ્રહ્મ જ છે, તેમા મનુષ્યને જન્મોજન્મના અભ્યાસ દ્વારા બધાયેલા પ્રારબ્ધયોગ વડે આ જગત ભાસમાન થાય છે. અને તેને સત્ય લેખી આ પ્રપચવ્યવહાર થાય છે કેવળ અધિષ્ઠાનમા-બ્રહ્મમા જ જેની દૃષ્ટિ સ્થિર થયેલી છે, જેને બ્રહ્મ સિવાય અન્ય કાંઈ દેખાતુ જ નથી તેને માટે સૃષ્ટિના કર્તા, પાલનકર્તા, હર્તા વગેરે પ્રશ્નો જ ઊભા થતા નથી અને જગતનો ભ્રમ પણ ઉત્પન્ન થતો નથી, કારણ કે સર્વ-પોતે પણ, બ્રહ્મ જ છે પરતુ આ સ્થિતિમા રહેનારા મહાત્મા આ જગતમા કેટલા છે? તેમને-તે અહથી મુક્ત થયેલા ગલિતવિગલિત ધન્ય પુરુષોને કદી ઈશ્વરના હોવા ન હોવાનો સવાલ થાય છે કે? જેમને આ પ્રશ્ન વિચારવાનો છે, જેમને આ પ્રશ્ન થાય છે, તેઓ ખરેખર જ આ બ્રહ્મમય સ્થિતિમા નથી એવાઓ સર્વ આ જગતરૂપી વિવર્તમા-ભ્રમમા જ છે, પ્રપચી પ્રારબ્ધની જાળમા જકડાયેલા છે તેમને માટે ઉપરની દશા પ્રાપ્ત કરતા સુધી જગત છે ને છે જ જ્યા સુધી મનુષ્ય આ બદ્ધ દશામા છે ત્યા સુધી આચાર્યશ્રી સ્પષ્ટ કહે છે કે, મનુષ્ય આ જગતના કર્તા ભર્તા, હર્તા, ઈશ્વર-પરમેશ્વરની સત્તા હેઠળ છે જ છે, એ દશામા જ્યા સુધી એ સ્વ-ધર્માચરણથી સાધનસપન્ન બની એ જ નિયતાની કૃપા પ્રાપ્ત કરી શ્રવણ, મનન, નિદિધ્યાસન દ્વારા સહજ યા અખડ સમાધિની દશા પ્રાપ્ત કરતો

નથી, ત્યાં સુધી એની અને ઈશ્વર-પરમેશ્વર વચ્ચેનો ભેદનો પડદો ખસતો નથી અને અભેદનો સાક્ષાત્કાર થતો નથી ત્યાં સુધી એને માટે, એને માથે. ઈશ્વર છે જ. જો અભેદનો સાક્ષાત્કાર થયા વિના મનુષ્ય આળસ, પ્રમાદ યા અજ્ઞાનથી સ્વચ્છંદે વર્તે તો તેનું અધઃપતન નક્કી જ છે, આવો આચાર્યશ્રીનો ચોક્કસ અભિપ્રાય એમના ગ્રંથમાં છે; માટે આચાર્યશ્રીના અદ્વૈતવાદને અનીશ્વરવાદી કહેનારા એમને ભારે અન્યાય કરી રહ્યા છે એવી અમારી માન્યતા છે.

ત્રીજા આક્ષેપનો ઉત્તર કેટલેક અંશે તો ઉપર આપેલા ૧લા તથા ૨જા આક્ષેપોના ઉત્તરોમાં આવી ગયો છે; તેથી પુનરુક્તિ કર્યા સિવાય ટૂંકમાં કહીએ કે જે માયાથી પર થયા નથી, જેમને જીવ-શિવ ઐક્યનો અનુભવ યાને અભેદનો સાક્ષાત્કાર નથી, તેમને આચાર્યશ્રી પોતે પણ કર્મ કરવાનુ સ્પષ્ટપણે કહે છે. આચાર્યશ્રી કહે છે કે, સ્વ-કર્મ, સ્વ-વર્ણાશ્રમ કર્મ કર્યા સિવાય કોઈ કાળે ચિત્તશુદ્ધિ થતી નથી: વિના ચિત્તશુદ્ધિ વૈરાગ્ય ટકતો નથી; વિના વૈરાગ્ય શ્રવણ, મનન, નિદિધ્યાસન વિફળ-અફળ થાય છે; માટે દરેકે પ્રથમ ચિત્તશુદ્ધિ માટે પોતાના વર્ણાશ્રમધર્મ આચરી ચિત્તશુદ્ધિ સંપાદન કરવી. ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર પણ એમની ભગવદ્-ગીતાના છેવટના અધ્યાયમાં સ્પષ્ટ કહે છે :

> यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत्।
> यज्ञदानतपश्चैव पावनानि मनीषिणाम्॥

આચાર્યશ્રીએ પણ કર્મની આવશ્યકતા એ જ રીતે બતાવેલી છે, એટલું જ નહિ પણ ભગવદ્‌ગીતાની ઉક્તિ यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः । मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥'—

ને અનુસરી પોતે પણ પોતાના જીવનના છેલ્લા શ્વાસ સુધી ઉપદેશ આપવાનું કર્મ કર્યું, તે આપણે એઓ પોતાનો દેહ વિલીન કરવા બદ્રિકાશ્રમમાં ગયા ત્યારે માર્ગમાં પણ જ્યાંત્યાં જ્ઞાનનો પ્રચાર કર્યો છે, એ ઉપરથી જોઈ શકીએ છીએ., મઠો સ્થાપન કરી ત્યાં પણ જ્ઞાનમાર્ગની જ્યોત અખંડ રાખવા શિષ્યોને તે માટે પ્રચારકર્મ જ કરવાનું કહ્યું છે. જ્ઞાનપ્રાપ્તિ પછી પણ અભેદસાક્ષાત્કાર પછી પણ દરેક અવતારે પણ જીવનના છેલ્લા શ્વાસ સુધી કર્મો આચર્યાં છે, તેમ આચાર્યશ્રી પણ એ જ પ્રણાલિકાને અનુસર્યા છે, તેથી એમને માટે એમ કહેવું કે એ અદ્વૈતમાર્ગમાં કર્મને અવકાશ નથી એ સત્યથી વેગળું છે; સાક્ષાત્કાર થયા બાદ મારું-તારું રહેતું નથી, જનતા જનાર્દનની ભાવના જ રહે છે, તેથી કર્મ થાય છે-થયા જ કરે છે; દિશામાત્ર ફેર છે-સંન્યાસીઓને શું કર્મ કરવાનાં નથી? સંન્યાસીઓને ભિક્ષા વિષે ફરી જનતાને જ્ઞાનનો ઉપદેશ કરવાનુ મહત્ત્વનુ કર્મ આદેશવામાં આવેલુ છે જ; માટે આચાર્યશ્રીને ખોટું નિમિત્ત બનાવી કોઈ પણ કર્મ ત્યાગ કરવાની ખોટી મથામણ ન કરે તો વાજબી કહેવાય. વાસ્તવિક પરમાર્થ તો અહંભાવથી થતા ત્યાગ યા સ્વીકારમાં નથી; પરંતુ જે કર્મ આપોઆપ આપણને પ્રાપ્ત થાય તે નિષ્કામપણે ઈશ્વરપ્રીત્યર્થે કરી તેને 'કર્તા-કારવતા તું જ છે, કાર્ય પણ તું જ છે અને ફળ પણ તું જ છે,' એ ભાવનાથી ઈશ્વરાર્પણ યા બ્રહ્માર્પણ કરવામાં છે અને એ જ પ્રકારનાં કર્મની, આચાર્યશ્રી ચિત્તશુદ્ધિ માટે આવશ્યકતા કહે છે અને વારંવાર જણાવે છે કે, વિના ચિત્તશુદ્ધિ જ્ઞાનપ્રાપ્તિ, આત્મસાક્ષાત્કાર અશક્ય જ છે.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે, આચાર્ય-

શ્રીનો આદેશ એ છે કે પ્રથમ કર્મ કરી ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરવી અને સર્વ કર્મો જગન્નિયંતાને અર્પણ કરી તેની કૃપા સંપાદન કરવી. પછી શ્રવણ, મનન, નિદિધ્યાસન કરી આત્મામાં સ્થિર થઈ રહેવું; જ્ઞાનથી જ કૈવલ્ય–મોક્ષ સિદ્ધ થાય છે; પરંતુ એનો પાયો છે કર્મ. ટૂંકમાં આચાર્યશ્રીએ કહેલાં સાધનો છે: આ ઉપાસના, શાસ્ત્રવિહિત, સર્વસામાન્ય તથા વિશેષ કર્મોનાં આચરણ કર્મ દ્વારા ચિત્તશુદ્ધિ, ઈશ્વરી યા ગુરુની કૃપા; તે કૃપા દ્વારા શ્રવણ, મનન, નિદિધ્યાસન; નિદિધ્યાસન દ્વારા આત્મસ્થ અવસ્થા એટલે મોક્ષ. એમનો આ આદેશ જ આપણો અમૂલ્ય વારસો છે, તે એમણે કહેલાં સાધનો દ્વારા પ્રાપ્ત કરી એનો યથેચ્છ ઉપભોગ તથા ઉપયોગ જનતા–જનાર્દન માટે સર્વ કરે એ પ્રાર્થના.

ॐ तत्सत्



# ધર્મકથા-પ્રાર્થના

| | |
|---|---|
| ચંડીપાઠ ... ... | ૧-૨૫ |
| શ્રી સત્યનારાયણની કથા | ૦-૭૫ |
| પુરુષોત્તમમાસમાહાત્મ્ય | ૨-૫૦ |
| નિત્યપાઠ | ૦-૭૫ |
| શ્રીએકાદશીમાહાત્મ્ય | ૧-૫૦ |
| સંતોની અનુભવ-વાણી | ૧-૫૦ |
| જપ અને નામસ્મરણ | ૧-૨૫ |
| રામકૃષ્ણ વાર્તાલાપ(પુ.૧લું) | ૨-૫૦ |
| ,, ,, (પુ. ૨જું) | ૨-૦ |
| તુકારામગાથા ૧-૨ | ૬-૦ |
| ધર્મજ્યોતિ | ૧-૫૦ |
| ઉપદેશસારસંગ્રહ | ૧-૫૦ |
| આપણો ધર્મ | ૨-૦ |
| સંતગુરુનો પરિચય | ૨-૦ |
| શ્રીસુબોધરત્નાકર | ૧-૫૦ |
| સદ્બોધસરિતા ... | ૧-૫૦ |
| સુબોધ કથાસાગર ... | ૨-૦ |
| સંતની વાતો ... | ૧-૫૦ |
| ધર્મકથાઓ | ૧-૫૦ |
| સુબોધક કથાવાર્તાઓ | ૧-૫૦ |

| | |
|---|---|
| બોધક વાર્તાઓ | ૧-૫૦ |
| સંતોની ફૂલવાડી | ૦-૫૦ |
| ઈશ્વરપ્રાર્થનામાળા ... | ૩-૦ |
| નારાયણકવચ | ૦-૫૦ |
| શ્રીશિવમહિમ્ન સ્તોત્ર... | ૦-૫૦ |
| શ્રીવિષ્ણુસહસ્રનામ ... | ૦-૨૫ |
| ભીષ્મસ્તવરાજ ... | ૦-૧૫ |
| હનુમાનચાલીસા ... | ૦-૦૬ |
| ગજેન્દ્રમોક્ષ ... | ૦-૩૭ |
| ભગવત્પ્રસાદ ... | ૦-૨૫ |
| કંઠાભરણમ્ ... | ૦-૨૫ |
| પ્રાતઃ અને સાયંકાળની પ્રાર્થનાઓ ... | ૦-૩૭ |
| ગંગામાતા ... | ૦-૩૭ |
| મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ | ૦-૨૫ |
| જેસલ-તોરલ તથા જાલંધર-ગોપીચંદ | ૦-૨૫ |
| તંત્રની સાધના | ૦-૨૫ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (ભાગ ૧) | ૦-૫૦ |

## સંતવાણી-ભજનો

ભજનસાગર—ભા. ૨ જો ૨–૦
સાક્ષાત્કારને પંથે તુકારામ ૨–૦
મીરાંબાઈનાં ભજનો ૦–૭૫
નરસિંહ મહેતાનાં ભજનો ૦–૭૫
પરિચિત પદસંગ્રહ ૧–૭૫
દલપતરામની કવિતા ૦–૭૫
શામળના છપ્પા ... ૦–૭૫
અખાના છપ્પા ... ૧–૦
અક્ષરમાળા ... ... ૦–૩૭
સુમુખ તથા નૃસિંહકુંવર (બે આખ્યાનો) ૦–૩૭
સાંખ્યસાર અને યોગસાર ૦–૩૭
વૈતાલ કહે ... ... ૦–૧૯
ગોરખવાણી ... ૦–૩૭
સંત દાદૂ ... ૦–૨૫
ગિરિધર કવિરાય ૦–૧૯
રામનામભજનાવલી ૦–૩૭
ધ્રુવાખ્યાન ... ૦–૨૫
ઋષિરાજનાં પદો ૦–૩૭
તુલસીદાસની સાખીઓ ૦–૨૫
કબીર સાહેબની સાખીઓ ૦–૨૫
કબીર સાહેબનાં ભજનો ૦–૫૦
પ્રબોધબાવની ૦–૨૫
ભક્તકવિ રહીમ અને જમાલ ... ૦–૨૫
રવિ, ભાણ અને મોરારસાહેબની વાણી ૦–૨૫
સાંઈ દીનદરવેશ ... ૦–૨૫
કેશવકૃતિ ... ૦–૨૫
દોહારત્નાવલિ ... ૦–૧૯
ભક્ત સુરદાસનાં પદો ૦–૩૭
ભોજા ભગતના ચાબખા ૦–૩૭
કવિ દીનદયાળગિરિ ૦–૨૫
ધીરા ભગતનાં પદો ૦–૨૫
સંતકવિ નઝીર ... ૦–૫૦
હરિપાઠ ... ... ૦–૧૫
કવિ ગંગ કહે ... ૦–૨૦

## સ્વ. પંઢિયારનાં પુસ્તકો

સ્વર્ગનો પ્રકાશ ૨–૦ | સ્વર્ગનો આનંદ ૨–૦ | સાચું સ્વર્ગ ૨–૦

## ખેતીવિષયક

ખેતીનાં મૂળ તત્ત્વો ભા. ૧લો ૧–૨૫
" ભા. ૨જો ૧–૦
ખેતીનાં મૂળ તત્ત્વો ભા. ૩જો ૧–૫૦
" ભા. ૪થો ૧–૭૫



## બાળોપયોગી

શી રમતો ... ... ૧–૨૫
ાળ રમતો ... ... ૧–૦
ષ્ટાંતશતક ... ... ૧–૨૫
ાલરામાયણ ... ... ૧–૨૫
ાલભારત ... ... ૧–૫૦
ાલસદ્બોધ ... ... ૦–૫૦
ૌચ્ય જીવન ... ... ૦–૨૫
વેદ્યાર્થી ... ... ૦–૫૦
ુબોધક નીતિકથાઓ ૧–૦
પ્રમાણિક બાળકો ... ૦–૩૭
બાળકોની નીતિશિક્ષા ૦–૫૦
બોધક જીવનપ્રસંગો ૦–૫૦
વીર બાળકો ... ૦–૩૭
ડાહ્યાં બાળકો ... ૦–૩૭
કુમાર કથાઓ ... ૦–૫૦
નાની નાની વાતો ... ૧–૨૫
આદર્શ બાળકો ... ૦–૩૭
બાળકોનું આચરણ ... ૦–૩૧
બાળકોની બોલચાલ... ૦–૨૫
બાળકોને બોધ ... ૦–૨૫
બાળકોની દિનચર્યા ... ૦–૨૫
બાળકોના ગુણ ... ૦–૨૫
સદ્ગુણી બાળકો ... ૦–૭૫
ચમત્કારિક વાતો ... ૧–૫૦
ચાતુરીની વાતો ... ૧–૨૫
રમૂજી વાર્તાઓ ... ૧–૨૫

હાસ્યતરંગ... ... ૦–૭૫
વડીલોની વાતો ... ૦–૭૫
દંડા પહોરની વાતો ... ૦–૭૫
ઇસપની બાલવાર્તાઓ ૧–૨૫
મહાભારતની નીતિકથાઓ ૧–૨૫
આદર્શ દષ્ટાંતમાળા
ભાગ ૨ જો ... ૨–૫૦

*

સાહસકથાઓ ... ૦–૭૫
ગદાધારી ભીમ ૨–૫૦
વિશ્વની વિચિત્રતાઓ ૦–૭૫
જગતમાં જાણવા જેવું ૦–૭૫
હાસ્યતરંગ ... ... ૦–૭૫
પ્રકાશનાં પગલાં ૦–૭૫
તંત્રકથા (અચિત્ર) ... ૧–૨૫
" (સચિત્ર) ૧–૫૦
પૃથ્વીની કથા ... ૦–૭૫

*

રસપોળી ... ... ૦–૨૫
સમીસાંજની વાતો ... ૦–૩૭
બાળઅટુક ... ૦–૫૦
સિંદબાદનાં સાહસો ... ૦–૫૦
પ્રેમપંથ–ભાગ ૧–૨ ૦–૪૪
એક હતો શેઠ... ... ૦–૨૫
બુદ્ધિ કોના બાપની? ૦–૭૫
કચ્છુ અને બચ્છુ ... ૦–૩૭

| | | | |
|---|---|---|---|
| ઉખાણાં ... ... | ૦–૫૦ | બાળકોની રીતભાત ... | ૦–૨૫ |
| અણીએ મેં જોયું રેલવે સ્ટેશન | ૦–૨૫ | બાળકોનો આનંદ ... | ૦–૨૦ |
| * | | બાળકોના આચાર ... | ૦–૨૫ |
| કાકાનો સંજય ... | ૧–૭૫ | સદ્બોધવાટિકા ... | ૦–૧૯ |
| આકાશના તારા ... | ૦–૩૭ | પ્રૌઢ વાચનપોથી ... | ૦–૨૫ |
| ભીમભાઈનું પડેરણું ... | ૦–૨૫ | પ્રૌઢ વાચનપૂર્તિ ... | ૦–૨૫ |
| રાજર્ષિ ... ... | ૨–૦ | શિશુસાથી ભા. ૧ લો | ૦–૧૫ |
| વસંતનું આગમન ... | ૦–૨૫ | શિશુસાથી ભા. ૨ જો | ૦–૧૨ |
| અમારા માધવકાકા ... | ૦–૧૯ | શિશુસાથી ભા. ૩ જો | ૦–૧૨ |
| ધાણીચણા ... | ૦–૨૫ | દેશપાઠો ... ... | ૦–૨૫ |

## નાટકો

| | | | |
|---|---|---|---|
| મુક્તધારા ... ... | ૧–૦ | સૌભાગ્યસુંદરી અને બીજાં નાટકોનું નવનીત | ૧–૫૦ |
| અજબકુમારી... ... | ૧–૨૫ | કોઈને કહેશો નહિ | ૧–૨૫ |
| ગુજરાતનાં નાટકો : ગીતોની સારીગમ | ૨–૫૦ | * | |
| આસમાની ચલ્લી ... | ૧–૫૦ | | |
| મંગલ મંદિર ... | ૧–૦ | ભર્તૃહરિનિર્વેદ ... | ૦–૪૦ |
| કૃષ્ણચરિત્ર ... ... | ૧–૫૦ | એકલવ્ય ને બીજી નાટિકાઓ | ૦–૩૧ |
| અંધારા રંગમહેલનો રાજા | ૧–૦ | ગુજરાતની રંગભૂમિ... | ૦–૩૭ |

## પ્રવાસ-માહિતી

| | | | |
|---|---|---|---|
| બ્રહ્મદેશ–દર્શન ... | ૧–૦ | જગન્નાથપુરી અને ઓરિસાના પુરાતન અવશેષો | ૦–૬૨ |
| * | | | |
| રશિયા ... ... | ૧–૫૦ | મારો ભારત દેશ ... | ૦–૭૫ |

વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો :

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

સ્વામી અખંડાનંદ માર્ગ, ભદ્ર પાસે, પો. બો. નં. ૫૦, અમદાવાદ
અને ૧૫૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, હવાડા સામે, મુંબઈ–૨